# કાવ્યામૃત વાણી



આઠ આના

વર્ધમાન એન્ડ સન્સ
પાયધુની ટ્રામજંક્શન
મુંબાઇ નં, ૩

# કાવ્યામૃત વાણી

કર્તા


રણછોડલાલ એમ વકીલ.

મોરારજી ગોકળદાસ બિલ્ડીંગ

મુંબાઇ નં. ૪.





પ્રકાશક:—

મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ.

પાયધુની ટ્રામ જંકશન,—મુંબાઇ નં. ૩.




કીંમત આઠ આના.

# શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રંથમાળાના સ્થાયી ગ્રાહકોના નિયમો.

ઉદ્દેશ:—હિન્દની ભૂમિ એની એ છે, ધર્મો પણ એના એ છે, આકાશમાં સૂર્ય અને ચંદ્ર પણ એના એ છે, છતાં એ ભારતવર્ષમાં કળીકાળનો કહેર સર્વત્ર દેખાય છે, દિન પ્રતિદિન દેશની, જાતની, ધર્મની અધમ દશા થતી જાય છે. તેનું કારણ ચારે બાજુથી વિદ્વાનો અને સ્વદેશ પ્રેમીઓ શોધી રહ્યા છે. શોધતાં શોધતાં એક એ વાતની ખબર પડતી ગઇ કે દેશ તદ્દન અજ્ઞાન દશાની ઘોર નિદ્રામાં ઘોરી રહ્યો છે અને એ અજ્ઞાનતાને લઇને આ દશા ઉપસ્થિત થઇ છે. માટે પ્રજાને જાગૃતિમાં લાવવાની ખાસ જરૂર છે પ્રજા જાગૃતિમાં આવે અને તેને ખબર પડે કે દુનિયામાં પોતાનું સ્થાન ક્યાં છે તેનું ભાન થાય. વળી શિક્ષીત અને સમયનાં જાણ બનાવે એવાં સાહિત્યની ખાસ જરૂર છે. આ ઉદ્દેશ લક્ષમાં રાખી અમારા તરફથી એક ગ્રન્થમાળાની યોજના કીધી છે. ને તેમાં પ્રજાને ચારિત્રવાન, ધર્મિષ્ટ, સદાચારી, શૌર્યવાન, બાહોશ અને સંપૂર્ણ સ્વદેશાભિમાની બનાવે, તેમનામાં નવચેતન સ્ફુરે, સ્વદેશાભિમાનનો અખૂટ ઝરો ઉદ્ભવે એવાં તેમજ સાથે સાથે ધાર્મિક, નૈતિક અને તત્વજ્ઞાનના ગ્રન્થો, ગ્રન્થમાળાના ગ્રાહકોની સેવામાં રજુ કરવામાં આવશે. પુસ્તકો જેમ બને તેમ સચિત્ર, દેખાવડા, કલાવંત, શુશોભિત અને સસ્તા બનાવવામાં પુરતું લક્ષ આપવામાં આવશે. આ યોજના સફળ થયે પુસ્તકોને જેમ બને તેમ વધારે સસ્તાં કરવા ઇચ્છા છે. પણ એ સઘળો આધાર ગ્રાહકોપર છે.

૧. રૂપીઓ એક પ્રવેશ ફી આપવાથી આ ગ્રન્થમાળાનાં સ્થાયી (લાઇફ મેમ્બર—જીંદગી સુધીનાં) ગ્રાહક થઇ શકાય છે.

૨. સ્થાયી ગ્રાહકોને ગ્રન્થમાળાનાં સર્વ પુસ્તકોપર ૨૫ (પચીસ) ટકા—રૂપીએ ચાર આના કમીશન આપવામાં આવશે.

૩. ગ્રન્થમાળાના ગ્રાહકોને પુસ્તકો બ્હાર પડયેથી ટપાલદ્વારા ખબર આપવામાં આવશે.

૪. પુસ્તક મંગાવ્યા બાદ કોઇ પણ કારણ વિના વી. પી. પાછું ઠેલનારને ગ્રન્થમાળાની ગ્રાહક શ્રેણીમાંથી કમી કરવામાં આવશે. પરંતુ યોગ્ય કારણ હશે તો આગલો ટપાલ ખર્ચ વસુલ કરી ગ્રાહકશ્રેણીમાં કાયમ કરવામાં આવશે.

૫. **ખાસ લાભ:**—અમારે ત્યાં રાષ્ટ્રીય અને અન્ય પુસ્તકો—ધર્મનાં, વાર્તાનાં અને ઐતિહાસિક નોવેલો આદિ અનેક જાતના પુસ્તકો વેચાય છે. તેમાંથી કોઇ પણ પુસ્તક ખરીદનારને (જો ગ્રંથમાળાનો ગ્રાહક હશે તો) ૧૦ ટકા થી લઇને ૫૦ ટકા સુધી કમીશન આપીશું. વાર્તા નોવેલો વિગેરે પુસ્તકોપર પુરતાં પ્રમાણમાં કમીશન મળશે. અમારે ત્યા પુસ્તકો નહિ હોય તો પણ અન્ય સ્થળેથી પુસ્તકો લાવીને પણ ગ્રન્થમાળાના ગ્રાહકને કમીશને પુસ્તકો આપીશું.

આ ગ્રન્થમાળામાં દરેક પ્રકારનાં, પ્રજાને રૂચીકર થઇ પડે તેવાં વારાફરતી પુસ્તકો પ્રસિદ્ધ કરતા રહીશું. ધર્મ અને તત્વજ્ઞાનના, યોગ અને ફિલસોફી ઉપરનાં પણ પુસ્તકો રજુ કરવામા આવશે.

**અમારી અર્જ:**—છેવટે ધનિકો પ્રત્યે અમારી નમ્ર વિનંતિ એ છે કે તેવાં પુસ્તકો જેમ બને તેમ સસ્તે ભાવે ફેલાવી શકીયે તે ખાતર પોતાનો ઉદાર હાથ જરૂર લબાવે અને ગ્રંથમાળાના ગ્રાહકો પ્રત્યે પણ અમારી નમ્ર અરજ એ છે કે ગ્રન્થમાળાના ગ્રાહકોએ પોતાનાં તરફથી એકેક ગ્રાહક વધારી જરૂર મદદરૂપ થશે.

આજેજ ગ્રાહક થવા માટે વિચાર કરો ને નીચેના સરનામે રૂપીઓ એક મોકલાવી ગ્રન્થમાળાના ગ્રાહક તરીકે નામ નોંધાવો.

પાયધુની ટ્રામ જંક્શન,
મુંબાઈ નં. ૩.

લી. સેવકો,
વર્ધમાન એન્ડ સન્સ.

શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનું પ્રથમ પુસ્તક.

# સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા.

ઓસ્ટ્રીયન શાસનકર્તાઓના અત્યાચારોથી, અન્યાયવૃત્તિથી, સ્વાતંત્ર્યને ઉચ્છેદ કરવાના યત્નોથી, પચાવી પાડી હોઇયા કરી જવાના ઇરાદાથી; સ્વીટ્ઝરલેન્ડ મહાવિકટ દશામાં આવી પડયો હતો. તેને ઉન્નતિસ્થાનમાં લાવવા, તેનો ઉદ્ધાર કરવા સ્વીસ લોકોએ અસહ્ય ધૈર્ય ધારણ કરી, શત્રુઓ સાથે કેવી સખત લડાઇ ચલાવી હતી. સ્વદેશ માટે કેવો સ્વાર્થ ત્યાગ કર્યો હતો. જાનમાલ, સ્ત્રીપુત્રાદિ, સાંસારિક સુખોને તિલાંજલી આપી અને હસતે વદને મૃત્યુને આલિંગન આપ્યું હતું, એકસંપી, એક મત બની સ્વદેશોદ્ધારનું અંતિમ ધ્યેય સાધ્ય કર્યું હતું, તેનો સર્વ વૃત્તાંત પુસ્તકમાં યથાર્થ રીતે આલેખવામાં આવેલો છે. હાલની હિંદુસ્થાનની સ્વતંત્રતાની લડાઇ વખતે આ પુસ્તક દરેક ભારતવાસીએ ખાસ વાંચી જવાની જરૂર છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા પહેલાં કેટલી કુરબાનીઓ આપવી પડે છે તે વિચારવા યોગ્ય છે, જ્યારે દેશભરમાં દમનનીતિનો પાર રહેતો નથી ત્યારે આવાં પુસ્તકો વાંચવાથી કેવા પ્રકારની લડાઇનાં મોરચાં ઉભા કરવા અને દેશને અગ્નિકુંડમાંથી ઉગારવાનો કયો રસ્તો ગ્રહણ કરવો એ બતાવશે. કી. રૂ. ૧–૪–૦ ગ્રન્થમાળાના ગ્રાહકને પોણી કીંમતે મળશે.

જાહેર પેપરોના અનેક અભિપ્રાયો મળ્યાં છે. તેમાંના કેટલાક અભિપ્રાયો આ પુસ્તકમાં જોશો.

વર્ધમાન એન્ડ સન્સ.

પાયધુની ટ્રામ જંકશન,–મુંબઇ નં. ૩.

## શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનું પુસ્તક બીજું.

# ઇટલીનો રણયજ્ઞ.

ભારતવર્ષમાં અત્યારે આઝાદી માટે અહિંસાત્મક લડત ચાલી રહી છે એ સમયે આ પુસ્તક વાંચી જવાની ખાસ જરૂર છે. ઇટાલી-નાં અસંખ્ય વીર પુત્ર પુત્રીઓએ પોતાની માતૃભૂમિની ખાતર જે સંકટો વેઠયાં, ભોગો આપ્યા અને જીવનનાં જે બલિદાનો આપ્યાં, એ બતાવનારી રોમાંચક અને વીર રસભરી કથા વાંચવાથી માલમ પડશે કે આઝાદી મેળવવી એ કાંઇ રમત નથી. જેના હૃદયમાં દેશા-ભિમાનની ધગધગતી જ્વાળા ભભુકી રહી હોય એજ સ્વતંત્રતા મેળવી શકે છે. ઇટલીનો આખો જ્વલંત્ ઇતિહાસ આ પુસ્તકનાં પાને પાને સિંચેલો જોશો.

વીર સેનાની ગેરિબાલ્ડી, મહાત્મા મેઝિની અને કુશળ રાજપુરૂષ કાવૂરનાં અદ્ભુત પરાક્રમો વાંચવાથી સ્વરાજ્યની લડત કેવી હોય છે તેનું ભાન થાય છે. પુસ્તક વાંચવાનું શરૂ કીધું કે આખું પુસ્તક વાંચી ગયા શિવાય જરાપણ સબુરી રાખી શકાય તેમ નથી.

ક્રાઉન સાઇઝ, સુંદર એન્ટીક કાગળ, પૃષ્ટ સંખ્યા ૩૨૫. ગેરિબાલ્ડી, મેઝીની કાવૂર અને તે વખતની લડાઇના કુલ પેઇજ ૧૬ ચિત્રો, સળંગ છીંટ, પાકું પુંઠું, સોનેરી ટાઇપ. કીં. માત્ર રૂ. ૨-૮-૦

**ગ્રન્થમાળાના ગ્રાહકને પોણી કીંમતે મળશે.**

**વર્ધમાન એન્ડ સન્સ,**

પાયધુની ટ્રામ જંકશન. મુંબઇ નં. ૩

## શ્રી વર્ધમાન સાહિત્ય ગ્રન્થમાળાનું પુસ્તક ત્રીજું

# લાલાજીના–રાજકીય વિચારો.

રાષ્ટ્રીય વિષયોપર પ્રકાશ પાડતું આ પુસ્તક જ્ઞાનવૃદ્ધ નેતા શ્રી લાલા લજપતરાયે હાલની રાજ્ય પ્રકરણીય બાબતોપર સ્વતંત્ર વિચારોથી લખેલાં લેખોનો સંગ્રહ છે. જેમાં અસહકાર એટલે શું? હિન્દુ મુસલમાનોનાં ઝગડાનો નિવેડો શી રીતે આવે, ધ્યેય અને વ્યવહારિકતા, સંયુક્ત હિન્દુસ્થાન, કાર્યક્રમ, પરિક્ષણ, આપણું કાર્ય, પ્રકીર્ણ વિચારમાળા, હિન્દી લોકસત્તાક પદ્ધતિ વિગેરે વિષયોથી ભરપૂર છે.

હાલની ચળવળનો અભ્યાસ કરતાં દરેક ગુજરાતી બન્ધુએ આ પુસ્તક વાંચી જવાની ખાસ જરૂર છે તેમાંથી ઘણુંએ જાણવાનું અને જોવાનું મળશે.

અમેરીકા, જાપાન અને તુર્કસ્થાન વિગેરે દેશોમાં લાલાજી માટે કેટલો ઉંચો અભિપ્રાય છે એ આ પુસ્તકમાંથી જાણવાનું મળશે. આખા યુરોપ અને પરદેશોમાં કેટલો લાગવગ છે એ આ પુસ્તક બતાવે છે. કીં માત્ર બાર આના.

**ગ્રન્થમાળાના ગ્રાહકને પોણી કીંમતે.**

**વર્ધમાન એન્ડ સન્સ,**

પાયધુની ટ્રામ જંકશન. મુંબાઈ નં. ૩

૯

# ગીત ગોવિંદ.



મહાભારત અને રામાયણની પેઠે અખિલ ભારતવર્ષમાં તેમજ વિદેશમાં અષ્ટપદીને નામે ખ્યાતિ પામેલું સંસ્કૃત સાહિત્યની પ્રતિષ્ટા વધારનારૂં, વિદ્વાનોને મોહિત કરનારૂં દેશાંતરમાં Song of Songs ના નામે વખણાયલું, અલંકાર, નાયકા ભેદ આદીથી ભરપૂર, રંગ રાગનાં પ્રેમીને રંગમાં, ભક્તિનાં પ્રેમીને ભક્તિમાં મગ્ન બનાવનારૂં, ધર્મ મંદાકનિના પ્રવાહમાં વિહાર કરનાર અને કરાવનાર મહા ભક્ત શિરોમણી કવિ શ્રી જયદેવે પોતાનો શૃંગાર રસનો વિનિયોગ કૃષ્ણ–રાધા ની ભક્તિમાં કર્યો છે, એમનું હ્રદય પ્રેમ લક્ષણા ભક્તિથી ભરપુર હતું એમનું કાવ્ય શ્રી ગીત ગોવિંદને પ્રબંધમાં, સંગીતશાસ્ત્રનાં નિયમ પ્રમાણે રચેલું હોવાથી એકદમ કંઠસ્થ થઇ જાય તેમ છે અને કિર્તન કરવામાં વિશેષ અનુકુળ પડે તેમ છે.

ચંદ્રદૈત મૈથીલ તો જયદેવને શ્રી કૃષ્ણ પરમાત્માનો અવતાર લેખે છે. અને ગીત ગોવિંદની વાણી તો સાક્ષાત શ્રી કૃષ્ણચંદ્રની છે એમ બેધડક કહે છે. ગીત ગોવિંદમાં પદે પદે પ્રેમભક્તિ જણાય છે. પાકું પૂંઠું સચિત્ર રૂ. ૧—૮—૦ પોષ્ટેજ અલગ

ગ્રન્થમાળાના ગ્રાહકને ૧—૨—૦

વર્ધમાન એન્ડ સન્સ,

પાયધુની ટ્રામ જંકશન મુંબાઇ નં. ૩

# ઉષા ને અરૂણ.

## કોણ કહે છે કે સુર્યોદય થવામાં ઉષા અને અરૂણની અગત્ય નથી ?

ઉષા અને અરૂણ જેવી સમાન અને દેશના દુઃખની લાગણીથી ભીના હૃદયવાળી વ્યક્તિઓ ઉદ્‌ભવશે ત્યારે જ ભારતનો ઉદય થશે. એ હૃદયના સુત્રો, એ ભાવવાહી ચરિત્રો, એ દેશ દાઝનાં ઉંડા રહસ્યો, એ સમાજ સેવાની ઉંડી ઝીણવટો, એ અસહકારનાં ગૂઢ રહસ્યો જાણવાનું શીખવા અને કર્તવ્યમાં ઉતારવા માગતાં હો તો આ **"ઉષા અને અરૂણ આવશે ત્યારે સુર્યોદય થશે"** સચિત્ર નોવેલ વાંચો સાહિત્ય રસિક પ્રત્યેક ગુજરાતીએ આ નોવેલ વાચવીજ જોઇએ કારણ કે આજ કાલ ગુજરાતીમાં જે ઢગલા બંધ નવલકથાઓનો કચરો પેદા થયો છે તે કરતાં આ જુદીજ કોટીની છે. ચાલુ પ્રવર્તિઓ ઉપર સઘળું જોર અજમાવી લેખકે વાંચવાને ગમે તેવી નવલકથા રજુ કરી છે અને ઘણાં સુંદર તત્ત્વો આવેશમય ઉતાવળી ઇબારતમાં ગોઠવેલાં છે. મોર્ડન રીવ્યુ, રંગુન સમાચાર, સાહિત્ય અને હિન્દુસ્થાન આદિ અનેક પેપરોએ મુક્ત કંઠે વખાણ કીધાં છે. કીં. રૂ. ૩-૦-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને કીં.૨-૮-૦

**વર્ધમાન એન્ડ સન્સ,**

પાયધુની ટ્રામ જંકશન. મુંબાઇ નં. ૩

૧૧ ૧૨૯૫૪

**વાચન:**—શું વાંચવું, કેમ વાંચવું તે આ પુસ્તક જણાવે છે. જ્ઞાનનીમહત્તા, વાંચનની અભિરૂચિ કેવી રીતે વાંચવું વિગેરે બાબતો પર ઘણી અચ્છી રીતે સાદી અને સરલ ભાષામાં સમજ આપે છે આ પુસ્તક વિદ્યાર્થીઓને તથા વાંચનના જીજ્ઞાસુઓને માટે ખાસ ઉપયોગી છે. કીં. દશ આના. ૦—૧૧—૦ ની ટીકીટ મોકલવી ગ્રન્થમાળાના ગ્રાહકને પોણી કીંમતે નવઆનાની ટીકીટ મોકલવી.

**નિહિલિસ્ટોના પંજામાં:**—રશિયન રાજખટપટની રસભરી કથા જ્યારે વાંચવામાં આવે છે. ત્યારે દેશની સ્વતંત્રતા મેળવવી એ સહેલી વાત નથી એનું સારૂં ભાન થાય છે. કીં. ૦—૧૨—૦

**પંજાબનું પ્રચંડ કાવત્રું:**—બ્રિટિશ સલ્તનતને ઉથલાવી પાડવાનું કાવત્રું. નિષ્ફળ કેમ ગયું તેનો સંપૂર્ણ અહેવાલ અતિરસ પૂર્વક લખ્યો છે. લશ્કરી ટુકડીઓમાં પગ પેસારો; બોમ્બ અને તલવારોનાં સરંજામની વ્યવસ્થા પૂર્વકની તૈયારીઓ કરવામાં કેવાં પ્લોટ અને કાવાદાવા કરવા પડયા હતા તેની નવલકથાનેએ ટક્કર મારે એવી બાનીમાં આપેલ છે. કીં. રૂ. ૦—૬—૦ સાત આનાની ટીકીટ બીડવાથી ઘેર બેઠા મળશે.

# ઉપોદ્ઘાત.

ઓ વિશ્વફુલબાડીના માળી,

આ સંસારચક્ર યાને રેંટમાળ અહોરાત્ર અનંતકાળથી ચાલ્યા કરે છે. એનો આદિ અંત શોધ કરવામાં ઋષિ મુનીઓ પાર પામ્યા નથી તો પછી સાધારણ મનુષ્ય તત્વ કેમ નિહાળી શકે. જગત્માં સર્વ કોઇ પોતાના પુત્ર, ભાર્યા, મિત્ર પરિવાર વિગેરેની માયાગાંઠથી જોડાયેલાં છે અને એક મુસાફર જેમ કોઇ શહેર યા નગરમાં જઇ રાતવાસો કરી વિશ્રાંતિ લે છે અને બીજે દિવસે નીકળી જાય છે તેમ આ વિશ્વરૂપી મુસાફરખાનામાં હમારી સાથે બંધાયેલાં વ્હાલાં સહોદર હોય છે, તે અમુક કાળપર્યંત રહી સમય આવતાં વિજળીના વેગે ઉડી ચાલતાં થાય છે છતાં મુસાફરખાનું ખાલી નથી, અહર્નિશ આનંદમય છે એ જ પરમાત્મા! તારી મહાશક્તિની ગહનગતિ છે. એ જ કાળક્રમ અનુસાર વ્હેવારે મનાયલો મારો એક પુત્ર નામે ચંદ્રમુખ વર્ષ બાર તથા પુત્રી સરોજીની વર્ષ આઠ ટુંક મુસાફરી કરી ઇ. સ. ૧૯૨૧ માં પોતપોતાને અસલ સ્થાનકે વિદાય થઈ ગયાં તો હવે જગત્ના અન્ય મુસાફરોની સાથે નિમાયેલ ઉદ્યમ વ્હેવાર કરી નિર્મીત સંબંધ મારે પુરો કરવાનો રહ્યો તે કરી કાળ ચોઘડીઆ પુરાં થવે તારી સેવામાં હાજર થઇશ. પણ એ દરમ્યાન તારી કૃતિનું ભાન કરતો કરતો શાંતિ જાળવવા ખાતર આ એક મ્હારાં હૈડાંનો ગુલાબી હાર અર્પણ કરૂં છું તે પ્રેમથી કંઠે ધારણ કરજે એજ- પ્રાર્થના.

કર્તા.

૧૩

# આધ્યાત્મિક વાર્તામાળા.

---

આ પુસ્તકમાં પચિસ વાર્તાઓ આપેલી છે. એમાં પાપપુન્ય અને તેનું ફળ કેવી રીતે મળે છે. તથા મનમાં ઉઠતી વૃત્તિઓ આપણાં ભવિષ્ય સાથે શું સંબંધ રાખે છે; તેમજ દિય ભાવના શું અને તેના પાલનથી શું લાભ મળે છે. યોગી લોકોનાં પ્રભાવ વિગેરે આધ્યાત્મિક ભાવનાથી ભરપૂર રહસ્યપુર્વક વાર્તાઓ આપેલી છે પોતાના યુવાન પુત્રનો સંસાર સુખી જેવાની ઇચ્છાવાળા પિતાએ, આદર્શ ગૃહિણી થવા વાલી બ્હેનોએ તથા નિવૃત્તિ પારાયણ જીવનનું રહસ્ય સમજવાની ઇચ્છાવાલા ગૃહસ્થોએ જરૂર મનન કરવા જેવું આ પુસ્તક છે.

એકંદરે નર જો નરની કરણી કરે તો નરનો નારાયણ થાય એ સિદ્ધાંતની સમજ આપી છે. આ પુસ્તક માટે ઘણા સારા અભિપ્રાયો મળેલા છે. ને મોટી સંખ્યામાં ધનિકોએ પુસ્તકો ખરીદી કન્યાશાળામા તથા બ્હેનોને ભેટ આપ્યાં છે. સાત્વીક વૃત્તિને સતેજ કરનારૂં આ પુસ્તક છે.

કીંમત રૂ. ૧-૪-૦ ગ્રન્થમાળાના ગ્રાહકને ૦-૧૪-૦

**વર્ધમાન એન્ડ સન્સ,**

પાયધુની ટ્રામ જંકશન,-મુંબઇ નં. ૩.

---

# Aum.

Oh ! Lord ! Oh God ! the mighty power,
When I look round the world of yours,
I find the scenes beautoous in nature
And imagine creator ye of all.

The Sun gigantic moon & Stars,
Lightnings wondrous in the sky
Awaken every soul on earth
Whose life is based on day & night.

Long ! Long ! Since the mortal earth existing
Beginning and end, is left in dark,
Changing process births & deaths,
Considered marvellous is the art.

Bow ! Bow down ! I know not the mystery
Philosophers, nay ! do never reply
But teach the Soul " Study Life & duty "
And fully realize the inner Light.

**R. m. Vakil**

# કાવ્યામૃતવાણી.



## ઈશ સ્તવન.

નમું પ્રભુ હું કર બેઉ જોડી,
કૃપા કરી તેં દીધી કૈં પ્રસાદી.
તું આદ્ય દાતા સઉનો રહ્યો છે!
તુહીં વિના કો ડગલું ભરે છે! ॥ ૧ ॥

---

## પ્રભુ અને કુદરત.

અહો વિશ્વેશ નિહાળે સૌ, કરી લીલા અગાધ તેં જે,
છતે જગલોક કહે છે કેં, પ્રભુ કોણ? ક્યાં છ કુદરત છે.
થઇ માનવ તણી સૃષ્ટિ, રહ્યો આધાર કુદરતનો,
મરણ માનવનું થાયે, ખરે! છે ભેદ કુદરતનો.
કુસુમ ગુલાબનું સુંદર, કરામત કંઇ બની અંદર,
અરિ કંટક છે ડાળે, તહિં કુદરત તો નિરખાયે.
ઘટા વૃક્ષની છે વનવગડે, પ્રકાશ ભાનુ તણો થાયે,
મંદમંદ લ્હેર દીયે વાયુ, સર્વત્ર કુદરત ખેલે છે.
ગગને તારલા ઝળકે, દીપે રજનિશ શિતે જે,

રહ્યા ક્યાં દેવ દેખાયે ના, બન્યા છે ખેલ કુદરતના.
કરે છે વાદ એવા કૈં, ગણી પ્રધાન કુદરતને,
ઝુકાવે શીર વિવાદે એમ, વિચારે ના બન્યું સૌ કેમ !.
ખરે ! કુદરત નાચે છે, બનેલી પણ પ્રભુની છે,
કીધી માયે જગન્નાથે, સ્વતઃ તે ખેલવા કાજે.
કરી સંપૂર્ણ છુપાયો તે, ખરો મ્હાન્ જાદુગર તે છે,
સુખે દુઃખે દેખાયે છે, જો ! કુદરતને રૂઠાડે છે.
વિધિને કાર્ય સોંપ્યું છે, લલાટે રેખ મારે છે,
જીવો સૌ તેમ પામે છે, પ્રભુ મોટો સહુનો છે.
દશે દિક્પાળ ફરતા છે, કરે રક્ષણ જીવોનું તે,
પ્રજાપતિ બ્રહ્મ છે મોટો, યમરાજન્ સંહારે છે.
બની દરબાર મોટા તહીં, જમે ઉધાર થાયે છે,
અરે! ઓ! જીવ પામર તું, ગમે ત્યમ કાં ? બકી જાયે.
દીસે લીલા જે કુદરતની, પ્રભુથી તે રચાણી છે,
પ્રભુ છત્ર અનાદિ છે, નમન કર જગપતિને તે.

---

## વિધિની કૃતિ.

દીસેછે જે કંઇ અખિલ વિશ્વે,
માયા પ્રભુની બની તેજ સર્વે.
અદ્ભૂતતાનો નહિ પાર જ્યાં છે,
કૃતિ વિધિની કળી ના શકાયે.

વિદ્યા કળામાં હુશિયાર કૈં તો,
વસુંધરામાં ખરૂં રત્ન તે તો.
લખ્યું ટુંકું આયુષ્ય તો વિધિએ,
કૃતિ વિધિની કળી ના શકાયે.
શ્રીમાન્ લોકો વળી કૈં રહ્યા છે,
લ્હાવો નથી સંતતિ સુખ જેને.
સંતાનથી નિર્ધન દુઃખી થાયે,
કૃતિ વિધિની કળી ના શકાયે.
પૈસે સુખી કો પણ રોગી તે છે,
ઝેરી દીસે ઝીંદગી આંહિં તેને.
રે ! રે ! શું વિધિ નિયમો રહ્યા છે !
કૃતિ વિધિની કળી ના શકાયે.

---

## જીવ ચૈતન્ય.

હું કોણ સ્ફુર્યો થાય મનમાં નિત્ય મુજને,
પ્રભુ લીલા છે અગાધ કળાય નહિ કૈં ચિત્તે.
ઉત્પત્તિ સ્થિતિને લય ક્રમ સૃષ્ટિ તણો એ છે,
કીડી કુંજર સરવ જો ! શર્ણું પ્રભુનું ગ્રહે છે.
રહ્યાં શ્રેષ્ટ કૈં બુદ્ધિમાં રત્ન વસુંધરા માંહિ,
મન કલ્પે નહિ ગૂઢ વિદ્યા કથી પરાગીતા મહીં.

મનને આડો આંક કીધ શ્રીએ વિચારી,
માનવ કરે વિચાર હદ જાય નહિ કુદાવી.
હોય ભોજન સ્વાદિષ્ટ નહિ ઝાઝું લેવાયે,
કીધો ત્યાં પણ આંક પ્રભુ કૃતિ સૌ જુવે.
ગુહ્ય છે આકાશ વિદ્યા મૃત્યુ લોક શું જાણશે,
હું કોણ પ્રશ્ન પણ ગુહ્ય છે માનવ તબક્કા બાહેર છે.

---

## પુત્ર વિયોગથી દુઃખી પિતાને દિલાસો.

અરે ! ઓ ! બંધું મુજ પ્યારા ! ગયો પુત્ર હતો તાહરો,
પડયો એ કારી ઘા મોટો હવે રોવું નકામું છે;
થવાનું તે થયું છે જો નહિ ઉપાય કંઇ બીજો,
ધરી શાંતિ વિચારી જો વિધિથી એ લખાયું છે;
ઉછેર્યો નાનેથી મોટો કીધો શિક્ષીત ખંતેથી,
ઉડી ચાલ્યો તુટી ગ્રંથી જગત્‌ની એવી છે બાજી;
કરે મ્હારૂં મ્હારૂં સૌ નથી રે ! અહિં કંઇ ત્હારૂં,
બન્યો સૌ ખેલ ઇશ્વરનો નજરથી તું નિહાળી જો;
ફસાયે મોહની જાળે પ્રજા પંચરંગી ભૂ તળની,
જુઠી માયા કીધી ઇશે નહિ કોથી છુટાયે છે;
ગતિ કર્મો તણી ન્યારી પડી જે રેખ ના જાયે,
વિધિના લેખ બળવત્તર અરે ! તું શીદ શોચે છે !

---

## વ્હેવારમાં દ્રવ્યપ્રધાન.

### સાધન ભૂત.

હોય દ્રવ્ય જો પાસ વિશ્વ માંહ્ય પૂજાયે,
હોય દ્રવ્ય જો પાસ કીર્તિ સર્વત્ર ગામે.
હોય દ્રવ્ય જો પાસ અજાણુ કહેવાયે પ્રજ્ઞ,
હોય દ્રવ્ય જો પાસ સહાયક થાયે સર્વ.
જે દ્રવ્ય વિનાનો માનવી જગમાં તે ખૂણે રહ્યો,
સ્નેહી સહોદર જન તણો ન મળે તેને આસરો
દ્રવ્ય ગણાય પ્રધાન જગતમાં સૌ વ્હેવારે,
દ્રવ્ય ગણાય પ્રધાન શુભ વા અશુભ પ્રસંગે;
દ્રવ્ય ગણાય પ્રધાન જરૂરી ડગલે ડગલે,
દ્રવ્ય ગણાય પ્રધાન કાર્ય સૌ તેથી સધાયે;
દ્રવ્ય જે જન પાસ છે દાસ તેના સૌ થઇ રહે,
કે ’ માનેક સુત રંછોડ નમતા ધનિકને સૌ જાય છે;

---

## જનો સુખી કોણ ?

### ( મનહર. )

જનો આ ભૂતળ તણા, માય. પાશમાં બંધાઈ
સુખી થાવા રાત્રિદિન ફાંફાં અતિ મારે છે

કોઇ કીરતિના લોભી કોઈ વૈભવના યોગી
કોઇ દ્રવ્ય સંગ્રહ કરી સુખ એમાં જાણે છે
કોક પુત્ર પ્રાપ્તિ કાજે માનતા દેવોની લીયે
ભાગ્યવશાત્ પુત્ર થાતાં આનંદમાં મ્હાલે છે
ઇચ્છાને તરંગો કાંઈ મનમાં ઉદ્દભવ્યા કરે
તૃષ્ણા પુરી થાતાં મન અન્ય સુખ ચાહે છે
કૃતિ પરમેશની છે અદ્દભૂત આ વિશ્વ માંહિ
નહિ કોય સુખી ખરો સર્વ રીતે હોય છે
શ્રીમંતાઇને લીધે કૈં ઠાઠ માઠ બહુ કરે
બાહેરથી સુખી દીસે અંતર કો જુવે છે
નિર્ધનને ધન વિના દુઃખ ખરે ! લાગે અતિ
ત્યમ શ્રીમંતને ચિંતા માનસિક હોય છે
પરિતાપ દુઃખ સુખ સર્વને અંતરમાં છે
નરો સુખી મનથી તો કોઇ ના જણાય છે.

---

## તત્ત્વ વિચાર

કૈં લોક આ અવની તણા, ગુંથાય મહદ્દ વિચારમાં,
છે જીવ કોણ શું આત્મા, વળી બ્રહ્મ શું એ તાનમાં.
કરે કાળ ક્ષેપ એ વાદમાં, હુશિયારી કૈં દર્શાવતા
વિદ્યા રહી જે ગૂઢ તે, સંસારી જીવ શું જાણતા.

હું હું કરે છે જીવડા સંસાર વ્હેવાર આચારમાં,
બંધાય માયા પાશમાં ને જાય તણાતા વાદમાં
ના જ્ઞાન અંતરયામિનું, હૃદે લેશ એ ધરાવતા.
માયા તણા આનંદમાં તે દિન સઉ ગુજારતા.
મર્ણું થાયે જીવનું પણ મરે ન આત્મા જે રહ્યા.
અમર કથાયો શાસ્ત્રમાં ચૈતન્ય શુદ્ધ તો તે બન્યો.
બંધન જેને માયા તણું નથી જીવ વ્હેવારી સમે
સાક્ષીભૂત એ જીવ તણો, પ્રકાશ સત્યનો કરે
કર્મ શુભા શુભ જીવ કરતો, જાણી કે અજાણતાં,
સાક્ષી આત્મા એ જ છે અંતર હૃદયના સ્થાનમાં
બ્રહ્મલીલા છે વિચિત્ર, બ્રહ્મસ્થાન પણ ત્યાંજ છે
કોણ જ્ઞાન ગુહ્ય જાણશે, માનવ તબક્કા બાહેર છે

---

## ગુલાબ

કૃતિ પરમેશની ઠામ ઠામ દીસતી,
જીવ કુદરત જોઈ મોહ પામે
વૃક્ષ ફળ પુલ ને નદી નીર વ્હેતું જે,
લ્હેકી વાયુ તણી સુખ દીયે.
છે ખુબી સર્વમાં સુક્ષ્મતાથી જુવો,
કુસુમમાં સુંદર ગુલાબ ગોટો.

કારિગિરી ખરી અજબ થાયે માનવી,
નિરખી તે બ્રહ્મને તુર્ત સ્મરતો.
થાય ફૂળ વૃક્ષને બીજ જેવું રહ્યું,
નિયમ છે સર્વમાં જો વિચારી.
આમ્રનો સ્વાદ તો મીઠો અતિ લાગતો
આમ્ર બીજ છે મધુરૂ રહ્યું જહીં
કિંતુ કૃત્રિમ નિયમ દીસે ગુલાબમાં
કંટકે સરવ જહીં વેલ છાય
મ્હેક શું દે ગુલાબ ભુલાવ તું મોગરો
બ્રહ્મની કૃતિ જો છે જ ન્યારી.

---

## આશા જીવન.

( સોરઠા )

કરે માનવી આશ સુખી જીંદગી ગાળવા,
ભલે સુખ ના થાય, આશાએ જીવન રહ્યું.
અભિલાષા ઉર્મિઓ, અંતરમાં પ્રગટે બહુ,
આશા તણા કિરણો, બંધાઈ દે સુખ જીવને,
વાધે ઉર આનંદ, ગુપ્ત સુખ છે એજ કે.
થાય સૌ ગુલતાન, આશા આનંદ માંહ્ય તો.
જીવન તણી દોરી, વણાઈ આશ અંકુરથી

તુટે ના તે તોડી, કરામત વિધિની જ છે
આશા જ બળવત્તર, ચોંટી ચીકણી જીંદગીમાં,
આશા વિણુ ના કૈં રસ જીવને ના કૈં ન્હેન છે.
છે શું માયા પાશ, અદ્ભુત કૃતિ તુજ એ વિભુ
નથી અંતિમ કંઇસાર જીવન આશાનું બન્યું.

---

## એક વૃદ્ધને થતો બળાપો

એળે ગુમાવી જીંદગી ના દીઠું સત્ય કયાંય તો,
હવે નાદ અંતરથી થતો, લે આશરો કીરતારનો
સ્મરણુ મનન નિદિધ્યાસન ને રટન તો નિજ નાથનું
કર્તવ્ય એ બાકી રહ્યું છે સાર્થક થશે કૈં દેહનું
જાળ માયિકમાં ફસાતાં દેહ જીર્ણ બહુ થયો,
સુખ સર્વ ક્ષણુભંગુર હવું, શું લ્હાવ છે સંસારનો.
ખેલ મદારીનો જ શમો, છે વિશ્વ સઘળો ખેલ આ
પ્રત્યક્ષ નિહાળી બહુ ભમ્યો, છે સાર કૃષ્ણુવાદમાં
દ્રવ્યમાં લોભાઇ જઇ સંચિત કીધું સુખ કાજ તો
ન શાંતિ પ્રાપ્ત તો થઇ સુખ કાજ ફાંફાં મારતો.
ના ન્હેન કે આરામ કૈં છે ક્ષુદ્ર માયા વાદમાં
બસ ! તુંહીં પ્રભુ ! છે એક તુંહીં ! આરામ છે વિરામ ત્યાં.

---

## એક યુવકનો બળાપો.

હતો વિદ્યાર્થી હું જ્યારે ઉમંગમાં મ્હાલતો ભારે
ના હોતી લેશ ચિંતા કે નશીબે શું લખાયું છે !
મચી આનંદમાં રહેતો ન જાણું દુઃખના ડાહમો
વહ્યું જીવન ગયા દિનો મળ્યું ના સુખ ધાર્યું જે
ત્યજ્યો અભ્યાસ તરછોડી, વડીલની શીખ ના માની
રૂઠ્યું મુજ દૈવ કોને કહું ? હવે રોવું નકામું છે.
ન ગણત્રી કંઇ વ્હેવારે, અરે ! ના માન કૈં વિશ્વે
દઝાયે ચિત્ત પરિતાપે, દુઃખ મહા કયમ વિચારૂં એ.
સહોદર સ્નેહી બંધુઓ, કરે નીચો કહી ભોળો,
દબાવું તેમને કેમે નિરંતર મન મુઝાયે છે.
કરૂં પૂજા પ્રભુ ત્હારી રહ્યો નિર્ધનનો બેલી,
લઉં શાંતિ ભજું પ્રીતે, જીવન સુખ તહિં સમાયું છે.

---

## પ્રારબ્ધ પુરૂષાર્થવાદ.

( મદિરા )

કૈં જન વાદ કરે જગમાં બળવાન ખરે પુરૂષાર્થ જ છે,
કૈં વળી ભાખ્ય કરેછ બધે જ ખરેખર ભાગ્ય જ મોટું જ છે;
આમ લડાઇ હમેશ જનો સઉ ધાર્મિક રીતિથી લાંબી કરે,

સૃષ્ટિતણા નિયમો પણ શું ? અવિચારથી બકવાદ કરે.
ભાગ્યજ, સંચિત ને ક્રિયમાણ જ કર્મ બન્યાં નિયમો જ વડે,
ભાગ્ય જ માત્ર ગણાયછ જે દ્રઢ કર્મ થઈ જ વળી ફળ દે;
ભાગ્ય તણો ક્ષય કીધ વિના વીર કોઈ જ મુક્ત થતો જ નથી;
ભાળું બનાવ ઘણા બનતા પુરૂષાર્થનું જ્યાં ચલણું જ નથી,
પૂર્વ તણા પુરૂષાર્થ બળેજ નશીબ સધાયછ આ ભવમાં;
છે પુરૂષાર્થ ખરે ! બળવાન પડાય જ 'ના' કહિ કહેણીમાં;
ભાગ્યનિમીત થયું પુરૂષાર્થથી જે ટળશે નહિ યત્નવડે,
પોથિ પુરાણ મહીં પણ એજ લખ્યું જન ખાલિ બકયા જ કરે.

---

( ઇન્દ્રવજ્રા )

આ વાદમાં હૈં મત ફેર થાયે,
જક્કી બનીને ખરૂં ના વિચારે;
પુછું દ્રઢું ઉદ્યમ વાદિને હું,
ધારેલું સૌનું કયમ ના જ થાતું ?
જેઓ અરે ! નિર્ધન હોય તે તો,
મેં'નતુ બને મેળવવા ખજાનો;
ઇચ્છે ઘણું દોલતવાન થાવા.
તોએ નથી કાં ફળતી જ ઇચ્છા ?
લક્ષ્મી અરે ! ઝાઝી જ હોય પાસે,
તે ખર્ચતાં તો નહિ જીવ ચાલે;

ખર્ચે નહિ કૈં ગરીબોજ માટે,
ખર્ચે ન પાઇ સુખ પોત કાજે.
એઉ જણા જો ચીજ ઝેરી લે તો,
કો, જીવ તો ! એકિ જ, કો, મરે જો;
લોકો ઘણા જ્યાં કરી યત્ન થાક્યા;
દ્રષ્ટાંત એવાં કંઇતો જ ભાળ્યાં.
કે'તો નથી હું કર યત્ન ના તું,
યત્નો વિના કોઈ નથી જ એહું;
છે દેહ એવો પ્રભુએ રચ્યો કે;
જીવો સઉ યત્ન જ તો કરે છે.

---

( પ્રારબ્ધ બળવાન છે.× )

કહે પુરૂષાર્થ વાદિઓ કરો સૌ કાર્ય ખંતેથી
ખરી તે શીખ દે કિંતુ થશે મિથ્યા શું જે ભાવિ?
રહ્યાં વિશ્વે સઉ પ્રાણી, કરે તે યત્ન સુખ કાજે
ફળે ના યત્ન તેનો કૈં, થશે મિથ્યા શું જે ભાવિ ?
વિધિના લેખ છે બળીઆ, જનો સૌ આમ બોલે જો

---

× Avoid unnassesesury discussions on this subjects. But know that the mighty power that that rules the day, of death rules your every day life.

વિચારીને જ કહે છે તે, થશે મિથ્યા શું ભાવિ જે ?
જુવે દ્રષ્ટાંત પ્રત્યક્ષ કંઇ પડે પાસા ઉંધા જ્યાં ત્યાં
પછી થાકી જ અંતે કહે, થશે મિથ્યા શું જે ભાવિ ?
કહિ જો ચીજ ઝેરી જે લીએ છે બેઉ ભૂલેથી
મરે છે કો જીવે છે કો, ભજવતો ભાવ ભાવિનો.
કરો યત્ન સઉકો કહે, કરે સૌ યત્નના સંદેહ
મળે લિખેલ ભાગ્યે જે, થશે મિથ્યા શું ભાવિ જે ?

---

## દીઓ કંઇ સુખ અંધોને

દીસે અંધો મુઝાતા કૈં ઉદર પાપી તો ભરવાને
લગાડો હુન્નરે તેને દીઓ કંઇ સુખ અંધોને
અરે ! ઓ હિંદવાસિઓ જરી જુઓ વિચારીને
કરે પુકાર માગે કૈં દીઓ કંઇ સુખ અંધોને
સહાસી જન તણા સહાસે સ્થપાઈ અંધ શાળાઓ,
નથી શું સ્થાન એ સાટે ? દીઓ કંઈ સુખ અંધોને
કહિ જો ફંડ ના પૂરૂં હશે સૌ અધિકાજે તો
પ્રજા ફાળો ભરાવોને દીઓ કંઇ સુખ અંધોને
કરે છે કાર્ય અંધો કૈં, બને જે બુદ્ધિશાળીથી,
લગાડો ઉદ્યમે તેને દીઓ કંઇ સુખ અંધોને
દુવા દેશે સઉને તે સુખી જીંદગાનીમાં થઈ
અરે ! છે પુણ્યનું કાર્ય, દીઓ કંઈ સુખ અંધોને

૧૪

## ગૌવધ પ્રતિબંધ

મ્હોટાં પ્રાણીઓ સ્થળચર ખરે ! જે કથિત છે,
ગણાયે જુવો ગૌ અતિ પ્રિય સઉમાં રહીછ તે.
વળી શાસ્ત્રો માંહિ ગુણ વિવિધથી એ વરણવી,
અહો ! એ માતાના વધ થકી શું દાઝે દિલ નહિ.
ચહેરે દીસે છે, ગરીબજ ઘડાઇ કુદરતે,
દીસે નાહિ પ્રાણી જગ ફરી બધે જો નથી તુલે.
રીબાવે તેનેકો વહત નયને અશ્રુ દુઃખથી,
અહો ! એ માતાના વધ થકી શું દાઝે દિલ નહિ.
ખરે ! છે આધારે મનુષ્ય સરવે ગૌવડપણે,
વિચારોને ભ્રાતા રહી છજ શિરે છત્ર સઉને.
ચિજો પુષ્ટીકારી ગઉ દુધ દીયે જેથી બનતી,
અહો ! એ માતાના વધ થકીશું દાઝે દિલ નહિ.
પદાર્થોમાં ખાદ્ય ઘૃતનિસરતું તત્વ દુધનું,
સઉ હોંસે લેઇ સુખ શરીરનું પ્રાપ્ત કરશું.
કરી નિરોગી સૌ જીવન તણી દોરી લંબવતી,
અહો ! એ માતાના વધ થકીશું દાઝે દિલ નહિ.
વખાણે લોકો કૈં દુધ મહીષનું ઉત્તમ ઘણું,
નહિ જાણે તે તો દવઇ મહિં આ કાર્ય કરતું.
વઇદો સૌ દેશી દવઇ કરી દીયે દુધ મહીં,
અહો ! એ માતાના વધ થકી શું દાઝે દિલ નહિ.

સહજ઼ હિંદુઓ ગઉતણું મહાત્મ્ય ઉરધરી,
દીસે જાતા પોળે દિનકર ઉગે પ્રાસજ ગ્રહી.
વિચારે કો અંધુ ગઉ વધ થયે છે સમયમાં,
અહો ! એ માતાના વધ થકી શું લાગે ન દિલમાં.
કયમે ધર્માચાર્યો સહન કરતા જે વધ થતો?
કહાં નેતાજેઓ ગણુતી મહિં તે મૌનજ ગ્રહો?
કહાં કીર્તિં લોભી છુપઈ જત નાલેય . ફિરતી,
અહા ! એ માતાના વધ થકી શું દાઝે દિલ નહિં.
મહોદ્ધાને કાજે વળી કંઇ દીસે છે રઝળતા,
નથી મુંગા પ્રાણી તણી પણ વહારે વિચરતા.
અરે ! ભ્રાતા વ્હાલા પુણ્ય કરી કંઇ આશિષ લીઓ,
અહો ! એ માતાના વધ થકી શું લાગે ન દિલમાં.

---

## વિશ્વ ખેલ.

પ્રવાસિ લે વિચારી તત્વ શું સંસારમાં રે,
ભજ કિરતારને રે—પ્રવાસિ.

જે કૈં પડતું તુજ દ્રષ્ટિએ,
રચાયું તે છે ઇશ માયાએ.
સર્વે વિંટાયું મોહ જાળે સંસારમાંરે,
ભજ કિરતારને રે—પ્રવાસિ.

ઉદય અસ્ત ભાનુનો થાયે,
દિન રાત્રિ એમ ચાલી જાયે.
મૃત્યુદેવની ભીતિ મોટી તું ભૂલમાં રે,
ભજ કિરતારને રે—પ્રવાસિ.

છકી છકીને કંઈ જન ફરતા,
ધનના મદથી માને મોટા.
કાળ ઝાપટમાં પણ સપડાતા અણુચિંતવે રે,
ભજ કિરતારને રે—પ્રવાસિ.

છે જગની આ બાજી જુઠી,
રહ્યો છુપો તેનો ખેલાડી.
પિછાની લે કૃતિ અદ્ભૂત સંસારમાં રે,
ભજ કિરતારને રે—પ્રવાસિ.

---

## વર્ષા

## પ્રભુ સ્તુતિ.

### ( ત્રિભંગી. )

કર કરૂણા વિભો ! દિનદયાળો, સૌને આશ્રો, તુજ મોટો
અપરંપાર ગુણો, કૈં ઉપકારો, સુખ દેનારો, છે બળીયો
અગણિત જીવો, ભૂતળવ સતો, નિર્બળ થાતો, નમી કે તો
વૃષ્ટિ વરસાવો, દિન ઉગારો, દુકાળ ટાળો, મહેર કરો

દુઃખિયાં રખડે, મન મુઝાયે, શું કાગડોળે રાહ જુવે,
ઇંદ્ર કોપે કેમ? વૃષ્ટિ ન વરસે? મહેર ન કરે? દુઃખ ટળે;
પુણ્યો ખુટે ને પાપ વધે છે? કંઇક ધ્યાને આરાધે,
વૃષ્ટિ વરસાવો, દિન ઉગારો, દુકાળ ટાળો, મહેર કરો:
વર્ષો વિતિયાં, રંક મરાયા, કૈંક તણાયા દુઃખોમાં,
રોગે ઝપટાયા, ભૂખે મરીયા, અન્નવસ્ત્રના છે તોટા;
મૂલ્યો મોંઘેરાં, સઉ ચીજોના, મધ્યં વર્ગ સૌ ટળવળતા,
વૃષ્ટિ વરસાવો, દિન ઉગારો, દુકાળ ટાળો, મહેર કરો;
મે'તા નૃસિંહની, ભક્તિ કેવી, વિણુસમયની, કીધ વૃષ્ટિ,
માંઘ માસ માંહિ, માવઠું હેલી, અતિ ઉષ્ણુ જળની, ઠંડ થઈ;
ભગતો રહ્યા કંઇ સમયનીવિન્તી કરતા ચિત્તથી સુણી વિભો,
વૃષ્ટિ વરસાવો દિન ઉગારો દુકાળ ટાળો મહેર કરો;

---

## વર્ષા.

કાળ વર્ષાનો થતાં સૌ જનો દિસે આનંદમાં;
ઋતુ ગ્રીષ્મ કમજોરી થઇને વ્યાપતી રે શીતળતા.
હુલ્લાસ ને આનંદ વાધે અનેક જંતુ જીવને;
મધુર ગાન કરતી કોકિલા રળિયામણું બહુ તે દીસે.

ઘમઘોર થઈને વાદળાં જળથી ભરઈ જહાં આવતાં;
સુસવાટ વાયુ વેગથી પલ્લવ વૃક્ષ સૌ ડોલતાં.
વિજળી કડાકા મેઘ તુર્ત તહિં સૈન્ય સાથે લાવતો;
જગલોક લીલા ઈશ્વરી દેખી ગજબ થાઈ જતો.
વિજળી તણું બળ છે અતિ વૃષ્ટિ પણ આ દિનમાં;
ગંગડાટ કરી ઝંપલાવતી કદિ જાન લેતી પ્રાણિના.
ભયભીત અગ્નિ જવાળ પ્રગટે કૃતિ શું ઇશ્વરી રહી;
રળિયામણા સૌ દિનપણ આના ખરાબી છે વળી.
મેઘરાજ કદિ જો રૂઠતો થાતી અથાગ વૃષ્ટિ વળી;
રેલછેલ કરે ખેતરે બીજનાશ સૌ પામે તહીં.
નુકશાન કરતો એવું બહુધા દેશદેશાંતર મહીં;
રળિયામણા સૌ દિન પણ આના ખરાબી છે વળી.

---

## માતાને બાળકનો સ્નેહ.

પુત્રને માતા તણો રહ્યો ગાઢ સ્નેહ જે જન્મથી!
નહિં અન્યનો તેવો દીસે, જુવો અખિલ પૃથ્વી મહીં?
પતિપત્ની વચ્ચે પ્રેમ જે, ભ્રાતૃ ભગિનીનો પ્રેમ જે!
સબંધ મિત્રાચારી સ્નેહી સર્વ તેથી હેઠ છે?
સ્વાર્થની પ્રીતિ ખરે! બંધાય મિત્રતાઇમાં!
છુટે સંબંધ સ્વાર્થ જાતાં, વ્યર્થ સંબંધ એ પ્રેમના?

કિંતુ સ્નેહ માતા કરે જે પુત્રને હાવભાવથી !
બિન સ્વાર્થી તે તો છે જતો, ના તુટતો જીવન સુધી?
ભાર્યા ખુશી વસ્ત્ર લાવતો, માતા ખુશી જોઈ આવતો !
ડાહ્યલા દુ:ખ દિન માંહી શાંતિદાતા માતજો ?
પ્રેમ પ્રેમને હર્ષના તે અશ્રુબિંદુ પાડશે!
શાંતિ દીયે સુખ દુ:ખમાંને વ્હાલ ખરૂં દર્શાવશે ?

---

## નૂતન પ્રભાતે સૂર્યોદય.

નવિન વર્ષનો ભાનુ ઉગિયો.
જગત્ માંહિતો હિ પ્રકાશિયો,
નવીન તેજનું સ્ફૂર્ણ પ્રાણિમાં.
થતજ હર્ષમાં સૌજ આવતાં,
કંઈક સૂર્યને પૂજતા પ્રીતે.
નમન તે કરે દિનતા ધરે,
અસત્ છે, ખરે ખેલ આદિસે.
શરણું ગ્રાહીને કહે ઉગારજે,
કંઇજ આ દિને કુદ્રતી લીલા.
નિરખવા જતા ઝાડી ખીણમાં,
સુવર્ણ ભાનુ આ કિર્ણ ફેંકતો.
ખુબી ખરે ! બની પોહ ફાટતો,

ઘમઘોર થઈને વાદળાં જળથી ભરઈ જહાં આવતાં;
સુસવાટ વાયુ વેગથી પલ્લવ વૃક્ષ સૌ ડોલતાં.
વિજળી કડાકા મેઘ તુર્ત તહિં સૈન્ય સાથે લાવતો;
જગલોક લીલા ઈશ્વરી દેખી ગજબ થાઈ જતો.
વિજળી તણું બળ છે અતિ વૃષ્ટિ પણ આ દિનમાં;
ગંગડાટ કરી ઝંપલાવતી કદિ જાન લેતી પ્રાણિના.
ભયભીત અગ્નિ જ્વાળ પ્રગટે કૃતિ શું ઇશ્વરી રહી;
રળિયામણા સૌ દિનપણ ખાના ખરાબી છે વળી.
મેઘરાજ કદિ જો રૂઠતો થાતી અથાગ વૃષ્ટિ વળી;
રેલછેલ કરે ખેતરે બીજનાશ સૌ પામે તહીં.
નુકશાન કરતો એવું બહુધા દેશદેશાંતર મહીં;
રળિયામણા સૌ દિન પણ ખાના ખરાબી છે વળી.

---

## માતાને બાળકનો સ્નેહ.

પુત્રને માતા તણો રહ્યો ગાઢ સ્નેહ જે જન્મથી!
નહિ અન્યનો તેવો દીસે, જુવો અખિલ પૃથ્વી મહીં?
પતિપત્ની વચ્ચે પ્રેમ જે, ભ્રાતૃ ભગિનીનો પ્રેમ જે!
સબંધ મિત્રાચારી સ્નેહી સર્વ તેથી હેઠ છે?
સ્વાર્થની પ્રીતિ ખરે! બંધાય મિત્રતાઇમાં!
છુટે સંબંધ સ્વાર્થ જાતાં, વ્યર્થ સંબંધ એ પ્રેમના?

કિંતુ સ્નેહ માતા કરે જે પુત્રને હાવભાવથી !
બિન સ્વાર્થી તે તો છે જતો, ના તુટતો જીવન સુધી?
આર્યા ખુશી દ્રવ્ય લાવતો, મારા ખુશી જોઈ આવતો !
ડાહ્યલા દુઃખ દિન માંહી શાંતિદાતા માતજો ?
પ્રેમ પ્રેમને હર્ષના તે અશ્રુબિંદુ પાડશે!
શાંતિ દીયે સુખ દુઃખમાંને વ્હાલ ખરૂં દર્શાવશે ?

---

## નૂતન પ્રભાતે સૂર્યોદય.

નવિન વર્ષનો ભાનુ ઉગિયો.
જગત્ માંહિતો હિ પ્રકાશિયો,
નવીન તેજનું સ્ફૂર્ણ પ્રાણિમાં.
થતજ હર્ષમાં સૌજ આવતાં,
કંઈક સૂર્યને પૂજતા પ્રીતે.
નમન તે કરે દિનતા ધરે,
અસત્ છે, ખરે ખેલ આદિસે.
શરણું ગ્રાહીને કહે ઉગારજે,
કંઇજ આ દિને કુદ્રતી લીલા.
નિરખવા જતા ઝાડી ખીણુમાં,
સુવર્ણ ભાનુ આ કિર્ણ ફેંકતો.
ખુબી ખરે ! બની પોહ ફાટતો,

કૃતિ વિચિત્ર છે ઇશ્વરી જુવો..
ગગન માંહિ જ્યાં હીર દીપતો,
ઉદય અસ્તનો એ કરાવતો.
ભૂતળવાસિને એ નચાવતો,

---

## જ્ઞાતિ ઐક્યતા.

જ્ઞાતિ તણું જો હિત ઇચ્છો વીર મારા બંધુઓ;
તો ઝુંડા ઉઠાવો ઐક્યતાનો પ્રેમથી વર્તન કરો,
મતાંતરોને પક્ષાપક્ષી થાયે છે સૌ જ્ઞાતિમાં;
મિલનસાર થઇ સમાજમાં કરો કાર્ય સર્વ સફળદા,
મંડળો કૈં બહુ બન્યાં છે જ્ઞાતિનાં ગુજરાતમાં;
વિભાગ પેટા છે વળી રહી સાંકડી કૈં જ્ઞાતિ જ્યાં,
ના આપ લે વ્હેવાર થાતો બેટી રોટીનો નહિં;
અજબ બંધારણ થયાં, શું ! બંધુ દુઃખી થાય કહીં,
સંસાર સુધારક વીરલા જ્ઞાતિ કુરિવાજ ટાળવા;
અંત તો લેતા ઘણી જ્ઞાતિ સભા બોલાવતા,
ઘાતી ના ફતેહ તેમની પોકાર મોટા જો કરે;
જ્ઞાતિ તણા નેતા રહ્યા જે સખ્ત કંઇ વાંધા લીએ,
શું આમ થાશે ઐક્યતા ? શું ભ્રાતૃભાવ પ્રીતે વધે ?
શું પ્રતિષ્ટા જ્ઞાતિની ક્યમ ઉન્નતિ જ્ઞાતિની થશે !

ત્યજી ઇર્ષાને પક્ષાપક્ષ નિજ ધર્મમાં મચ્યા રહો;
થશે પ્રેમથી તો ઐક્યતા ઓ ! વીર મારા બંધુઓ,

---

## જીંદગી સાફલ્ય.

### અનુભવી વૃદ્ધના વેણ.

નથી પિતા નથી માતા નથી હારા નથી પુત્રો
દીસે સંસાર ઝેરી તો રહ્યો શું લ્હાવ જીવનનો !
ગુમાવ્યું દ્રવ્ય વ્યાપારે રહી ના કોડી ખાવાને
મળ્યું ના સુખ ધાર્યું જે રહ્યો શું લ્હાવ જીવનનો !
નિહાળવા સુક્ષ્મતાથી તો દુનિયાના વ્હેવારો સૌ
જુઠી બાજી અરે ! દીઠી રહ્યો શું લ્હાવ જીવનનો !
જુઠાને લાભ થાયે છે ખરે ! ધર્મી રીબાયે છે
બહુ દ્રષ્ટાંત છે ભાળ્યામાં રહ્યો શું લ્હાવ જીવનનો !
ભલે દુઃખી અતિ થાઉં ભલે તે ! સુખ ના પામું
ત્યજું ના ધર્મ જે રૂડો ભલે ના લ્હાવ જીવનનો !
કરૂં ભક્તિ પ્રભુ તારી અકારૂં સર્વ તો લાગે
લઉં સન્યસ્ત જે સારો રહ્યો એ લ્હાવ જીવનનો.

---

## અમારો પંથ ન્યારો છે.

( ગઝલ. )

ભલે ધાર્યું જનો નિન્દે કરે સંકલ્પ ઉંધાઓ.
વખોડે તો ન પરવા છે, અમારો પંથ ન્યારો છે
વસી ભૂલોકમાં જો કૈં કરે આચાર જો જુદો
કરે પ્રહાર વ્હેપારી (પણ) અમારો પંથ ન્યારો છે
નથી કંઇ શોખ તમાસાનો રે! નથી તો શોખ વૈભવનો
ક્ષણિક આનંદ છે એ સૌ અમારો પંથ ન્યારો છે
ટળે પ્રવૃત્તિ સૌ કાળે નહિ છે સુખ ભોગોમાં
નથી લ્હાવો કંઈ એમાં અમારો પંથ ન્યારો છે.
દિનો નિવૃત્તિમાં જાયે વિભુ! ભક્તિ તુજી ચાહીએ
અલૌકિક તાનમાં રમીએ, અમારો પંથ ન્યારો છે
ખરૂં છે સુખ આત્માનંદ, મળે શાંતિ મટી સૌ દુઃખ
વિભુ તુજ ગાનમાં મચીએ, અમારો પંથ ન્યારો છે.

---

## કાળની ગતિ

ગતિ કાળની કેમ જ કો કથશે
પળ જાતી વહી વિજળી પલકે
પડતા જીવ કૈં ધરણી પર રે

વહેતાં પણ કાળ જ તે ખરશે
દિન રાત્રિ પછી દિન એ ઘટમાં
સઉ પ્રાણી રહ્યાં મચીને જગમાં
જીવ વૃદ્ધ થવે નહિ કાળ અને
ગતિ કાળની તો ચલતી રહી છે
ધરી ગર્વ કંઇ જન તો ફરતા
નહિ જ્ઞાન શું કાળ તણો મહિમા
ઝડપાઇ જતા ફસી જાળ માંહી
નહિ નામ નિશાન રહેછ જરી
ઉગતો રવિ ને વળી અસ્ત થવે
જગ ચક્ર ખરે! ફરતું જ દીસે
ગતિ કાળની ન્યારી રહી જ અરે!
નહિ કલ્પી શકે ભૂ તણા જન તે

---

## ચંચળ મન

ચતુર મનવા ક્યાંહિ ફરે ભમતું ટેક.

કૃષ્ણ ભજનમાંહિ ચિતડું ના ઠારે
જહિં તહિં દોડે વ્હેવારે ચતુર મનવા.

ક્ષણ ભર હરખે ને ક્ષણ ભર શોચે
તરંગો હવાઇ બહુ બાંધે. ચતુર મનવા.

સાચ જૂઠ કથી જીવને સતાવે
કરે રંક ને રાય સ્વપ્ને. ચતુર મનવા.
દશે ઇંદ્રિયોમાં મન ચંચળ મોહું
નિગ્રહ એનો દુર્ઘટ જણાયે. ચતુર મનવા

---

## સુકાર્યો કૈં કરી લેજે.

કરી લેજે ભલાઈ તું રહી અસાર સંસારે
ગરીબોને દુઃખી જોઇ દુઃખોમાં ભાગ તો લેજે
કદિ પદવી મળી મોટી જરીએ ગર્વ ના ધરતો
બન્યો શ્રીમંત આજે તું રખડતો કાળ રખે થાતો
ખુટે ના દ્રવ્ય તારૂં કંઈ દીધું જો અન્ય સુખ કાજે
નિયમ છે ઇશ્વરી મોટો મળે ઝાઝું વિના સંદેહ.
ખલકનો ખેલ ખોટો આ રચાયો છે વિધિથી તો
અમુલ્ય દેહ પડી જાશે જ્યમ પાણીનો પરપોટો.
નહિ દારા ભગિની વા પિતા માતા તહારાં છે
રૂપેયા લાખ કરે ભેગા રહ્યા ભોક્તા જ જુદા છે
કરે હાથે થશે સાથે, ફળો કર્મો તણા ચાખે
વિચારી ધર્મ સૂત્રોને સુકાર્યો કૈં કરી લેજે

---

## ગામડાનો આનંદ.

કૈં કૈં પ્રસંગે શાંત ચિત્ત વ્હેવારમાં મુજનું થવે
સ્ફુરણ ઝટ થાયે જ કે શું ગ્રામ્યનો આનંદ છે!
જીવન ગુમાવું શહેરમાં ને ધંધો મુજ કર્મે પડયો,
આનંદની ઘડી ક્યાં મળે જહિં ભાગ્ય હિન તો શું રહે
ઉદ્યમી સૌ શહેરમાં ને ગ્રામ્યમાં આળસુ બને
એમ કથતા કૈં જનો પણ વિચાર અન્ય નહિ કરે
નિવૃત્તિ ના છે શહેરમાં લોભ બુડે પેટ કાજ સૌ
આનંદ લ્હાવો ગ્રામ્યમાં થાય જ્ઞાન ઉચ્ચતર જે રહ્યું.
ઉદય થતો જ્યાં ભાનુનો પ્રભાતમાં પુરવ દિશે
દર્શન થતાં એ દેવનું સઉ નિરખતા કુદરતને
આનંદકારી અતિ દીસે, ઘોંઘાટ તો કંઈ છે નહિ
ફળ વૃક્ષ પુલને વેલડી ખીલી હરિયાળી રહી
દ્રવ્ય દ્રવ્ય શું કરે ? કિં દ્રવ્યમાં લોભાઇ મરે ?
અમોલ જ્ઞાન કુદરતતણું તો ગ્રામ્યમાં તુજને મળે.
શાંતિ સ્થાન એ ગ્રામ્ય છે. નિવૃત્તિનું એ ધામ છે.
હરિ ભક્તિ જીવ ! જો તું ચહે. તો, જા તહિં એકાંત દે

---

## અહમ્ ભાવ ત્યાગ

પંચ મહાભૂત દેહ વિષે કરે વાસ જે જે દુર્ગુણો
છે પ્રધાન દુર્ગુણ એક તેમાં ખરે જ તે અહંભાવનો.

" હું હું કરતો પ્રાણિ મિથ્યા જહિં તહિં વ્હેવારમાં
કિંતુ ન જાણે ફિલસુફી "છું નિમિત્ત હું સંસારમાં"
અખીલ વિશ્વ અદ્‌ભુત દેખતો જીવ જ્યારથી જ્ઞાની થવે
થતો મુર્ત મગ્ન વિચારમાં વખાણતો શ્રી ઈશને
અદ્‌ભુત કૃતિ રહી ઇશ્વરી, માનવ તણી સૃષ્ટિ મહિં
જીવ પરસ્પર આશ્રિત રહ્યો, આશ્રય વિના ચલતું નહિં.
જીવ જીવને છે આશરે, ઘટમાળ આ એવી બની,
પણ સમજ ના એમ પ્રાણિયા જે તુજ વિના ચલતુ નહિ
આધાર મૂળ જે તુજનો, જો તુટતો અણચિંતવે
કૃપા વિભુતીથી જ તો જીવ જાય અન્યને આશ્રયે
હું હું કરે કેમ ખાલી પ્રાણિયા, નિમિત્ત માત્ર તું રહ્યો.
સુખ દુઃખ ફળ કર્મના દેનાર તે પ્રભુ રહ્યો.
અહંભાવ દુર્ગુણને ત્યજી કલ્યાણ કર કૈં જીવનું.
નહિતર પશ્ચાતાપ થશે જહિં મર્ણ તો ઉભું રહ્યું.

---

## પ્રભુને દોષ નહિ દેવા વિષે

નીતિનો પંથ તોડીને કરે કર્મો અતિ દુષ્ટ
લણે સૌ વાવતા જેવું પ્રભુનો દોષ શો તેમાં
સ્વહસ્તે તીર છોડયું જે પડે તે તો નિમાયું જ્યાં
બળાપો જન પછી કરતાં પ્રભુને દોષ દે છે ત્યાં
દવા ઝેરી પીએ છે કૈં દુઃખી થાતા અતિ મનમાં

મરણુ થાયે પછીથી તો પ્રભુનો દોષ શો તેમાં
નિયમ છે મહાન કર્મોનો સકળ સૃષ્ટિ રચાઇ છે
અજ્ઞાનિ શીરે હાથ દેઈ, પ્રભુનો દોષ કાઢે છે.
'પ્રભુ ઇચ્છા પ્રભુ ઇચ્છા' કહે છે લોક દુઃખિયારા
નથી બુરી તેની ઇચ્છા પ્રભુનો દોષ ના તેમાં
રચ્યો છે ખેલ એવો જે મળે છે ન્યાય સૌને તો
અદલ ઇન્સાફ એનો છે, પ્રભુને દોષ કાં દે છે?

---

## નૂતન વર્ષના ઉદ્દગાર.

પ્રતિ પ્રતિ વર્ષે જ્યાં શુભ આ દિન આવે
નગર મહિં જ જીવો હર્ષમાં તો જણાયે.
પ્રફુલિત મુખડે સહુ સ્નેહીઓને જ ભેટે
નુતન વરષ આજે શુભ આશીશ દે છે
સ્મરણુ શ્રી હરિનું તો પ્રાતઃકાળે કરે કંઇ
અતિચિંત દઇ ધારે કાળની શી ગણુત્રિ
ગદગદિત થતાં ન્હે, હર્ષથી અંશ્રુધારા
નમી નમી પડી કે'તા છે પ્રભુ તુજ લીલા
શુભ દિન મહિં તો હું, વિનવું શ્રી પ્રભુને
સુખ રૂપ નીવડો હો બેસતું વર્ષ જે છે
કુદરતી કંઇ કોપો માંહીથી તો ઉગારો
ધરતી પર જીવોના, દુઃખડાંને વિહારો.

## (માલિની)

દિન પછી શું જુવો છો રાત્રિ આવી મળે છે.
જગત્ જન સ્વકાર્યે ગુંથયેલાં દીસે છે
ન કરતું પરવા કો કો જીવે કો મરે છે
નથી ફિકર અરે! કો રોગી ક્યાંહિં સડે છે
જગત્ તણી પ્રણાલી આ રીતિએ વહેતી
ગુપત ઇશની જોને મ્હાન છે એવી બાજી
મનુષ્ય સરવ નાચે યંત્ર જેમે ચલાવો
રહ્યું છ મહદ્ તત્ત્વ મ્હાન સત્તા જ છે જો.
દિન સઉ કીધ જેણે પૂર્ણ આણંદકારિ
જગત્ ખડું ઉભું છે જાત વર્ષો જ કોટિ
પલક પલક માંહે શોક છે માનવીને
જરૂરી અતિ ઉત્સવો હોળી દિવાળી જે છે
જનમ મરણ ચાવી; જે સ્વહસ્તે વીધી જો
દુઃખ વળી કંઇ થાયે સુખની છાંય છે જો
ભૂતળ પર નથી કો દુઃખડાં દે વિદારી
તુંહિં! તુંહિં! પ્રભુ શક્તિ વિશ્વમાંહિ નીચાઇ

---

## વિવાહ પ્રસંગે કન્યાના રૂપ કરતાં ગુણ જોવા વિષે.

રંભા રૂપે હોય જે, જોબન યુવતી નાર,
છો ને! રહી તે સુંદરી! નહિ સઊ ગુણવાન;

ડમકડોળ મન તુજનું મોહમાં ન લલચાય,
લાલ જોતાં ગેરલાલ! થાશે જીંદગી માંહ્ય.
લગન કરતા લોક કૈં જ જુવે રૂપના ગુણ
માથે પડશે નાર તો, નિવડે તે ભાર રૂપ
નેકીથી ચાલે નહિ લજવે કુળ કુટુંબ
કરતી અહર્નિશ ક્લેશ એ, રહ્યું મોટું દુઃખ
રાચો ના સ્ત્રી રૂપથી સરે ના રૂપથી કાજ
મનના ગુણ પારખી જુવો સાચો સ્નેહ સધાય
વદે અજ્ઞાન લોક સૌ, સુંદર નહિ કન્યા,
કીર્તિ ના થાય કુળની મુખારવિંદ કાળાશ
લવારો એ જ તેમનો, રે! નિર્થક જણાય
છે શું કિમ્મત રૂપની ? જ્યાં ગુણવંતી નહિ નાર!

---

## જડ ચેતન પરિવર્તન.

રચનાર ભૂલોક તણો તું વિભુ!
જપતા તુજ નામ જગે જીવ સૌ,
રચના કીધ ખેલ મહારી સમે.
નથી! છે, નથી! છે, પરિવર્તન છે!
કંઇ ગુપ્ત ક્રિયા નજરે પડતી,
અતિ સૂક્ષ્મ જ એક રહી શકિત.

સઉ કાર્ય થશે નિયતિ નિયમે!
નથી ! છે, નથી, છે, પરિવર્તન, છે,
ધરતી દીસતી અતિ પ્રાચીન જ્યાં.
જળ માર્ગ થયે બની કુદરત ત્યાં!
જહિં વૃક્ષ ઘટા થતી ઉજ્જડતા,
નથી ! છે, નથી ! છે, પરિવર્તન છે.
સમરાક્ષસી ગિરિશૃંગો દીસતાં!
ગૃહ શોભિત કૈં ! નયનો ઠરતાં,
જરી જો ! બલિહારી જ કાળની ત્યાં.
નથી ! છે, નથી ! છે, પરિવર્તન છે!
જડ વસ્તુ મહિં શુંય ફેર થતો !
નથી કાળજ શું ચેતને ભમતો !
જનમે સઉ જે સમયે ખરતાં,
નથી ! છે, નથી ! છે, પરિવર્તન છે.
ગણતાં સઉ સ્નેહીજ માત પિતા!
કીધ પુત્રજને કંઇ વ્હાલ ઘણું,
ઉડી ચાલત તે નિયતિ નિયમે.
નથી ! છે, નથી ! છે, પરિવર્તન છે!
સઉ બોધ દીયે અહિં ભૂતળમાં,
પડી ખોટ અરે ! જીવ સ્નેહી જતાં.
દુઃખ દારૂણ એ નહિ તો ટળશે !

હતું ! ના, હતું શું ! પરિવર્તન છે,
સુખી છે ભવમાં જહિં સર્વ વસ્યા.
દીપ મોટ રહ્યા રવિચંદ્ર સમા !
જળબુંદ ફુટે ત્યમ સૌ ખૂશતાં,
નથી ! છે, નથી ! જો ! પરિવર્તન છે.
સુખ દુઃખ તણો ભવસાગર છે !
નિયમે વિધિના સુખ દુઃખજ છે,
જન શાણું ગ્રહે જડ યંત્ર સમે.
નથી ! છે, નથી ! જો પરિવર્તન છે.
દુઃખ શું ધરવું સ્થિતિ આંતરનું.
સુખ લ્હાવ લીઓ ગ્રહી શ્રી શરણું.
પરિવર્તન એ વિધિની ઘટના.
નથી ! છે, નથી ! જો, પરિવર્તન છે,
દુઃખ છે જીવને નથી તો જગને.
જગ નિત્ય દીસે ક્રમથીજ ચલે !
દિન રાત્રિ જતાં જીવ કૈં ખરશે,
નથી ! છે, નથી ! જો, પરિવર્તન છે.
બહુ ભક્ત જીવે કરી છે તપસ્યા,
ઋષિ કૈં મુનિએ હરિ ધ્યાન ધર્યાં,
લીધ આનંદ જે કથી તે ન શક્યા.
નથી ! છે નથી ! જો, પરિવર્તન હાં !

નમી પાય પડું સ્મરૂં નિત્ય પ્રભુ,
નહિ પત્રજ કો લિખશે ખરતું.
કુથતા નહિ કો ઘટ માળશું આ !
પરિવર્તન છે જડ ચેતનમાં,

---

## કાનૂન ગુહ્ય ઇશ્વરી ન જાણતો જીવ પામરી.

સુખ કાજ આ અવની પરે સહૂ જીવ વળખાં મારતા.
ઉદ્યમ મહાન્ દિશા વિષે કરતાજ મન હર્ઈ દીસતા;
ફળ થાત ભલું તેથી ભવિષ્યે, યા બુરૂં અદ્રષ્ટ મહિં.
કાનૂન ગહ્ય ઇશ્વિરી, ન જાણતો જીવ પામરી;
ભાવિ પ્રબળ છે ફેર નહિ સિદ્ધાંત સાબીત છે રહ્યો.
દઢ ભક્તિથી ઋષિ મુનિએ નિયમ શક્તિનો અવલોકિઓ;
બકવાદ કરે કંઇ પામરો રોળઇ જશે પણ નિયમથી.
કાનૂન ગુહ્ય ઇશ્વરી ન જાણતો જીવ પામરી;
શ્રીમાન્ બન્યો કંજુસ ખરે, ના દમડી એકે વાપરે.
મજુર કરતાં હાલ બૂરા ભોગ કયાંથી ભોગવે !
અતિ લોભ ત્યાં નહિ શોભ છે, ઘડાઇ પ્રકૃતિ પ્રાણની;
કાનૂન ગુહ્ય ઇશ્વરી ન જાણતો જીવ પામરી.
વિદ્વાન જે નિર્ધન રહ્યા છે કૈંક આજીજી કરે;
પ્રેમી અત્યંત હોય જેઓ ઝટ વિયોગી થાય છે.

રૂપવાન ગુણિયલ નાર કે, જોડાય સાથ અભણ પતિ;
કાનૂન ગુહ્ય ઇશ્વરી ન જાણતો જીવ પામરી.
રોગી બની હુશિયાર વીરો, અણચિંત ત્યજી સૌ જાય છે;
સ્વર્ગે જ ઓદ્ધો મહા મળે ના કામ તેનું આંહિં છે,
બાલ્યવસ્થા માંહિં જે હીરો અલૌકિક નિપજે;
કાનૂન ગુહ્ય ઇશ્વરી જીવ પામરી કિં જાણશે.
પુરૂષાર્થથી થાકયા ઘણા છે, છાંય લીધ હિમાલયે;
કૌતુક નિહાળી દીઠ રશ્મિ, ભગવાનની કૃતિ બળે.
શોધીયું સુખ જે નિરંતર આત્મબળ બહુ પામીઆ;
કાનૂન ગુહ્ય ઇશ્વરી જીવ પામરી નહિ જાણતા;
દ્રવ્ય દ્રવ્યજ શું કરે છે, શાંતિ ના કંઇ દ્રવ્યમાં
દ્રવ્યના માલિક કે તો થાઇ ભોરીંગ સાંપડયા,
હાય હાય માંહિ અંતે જીવનદોરી તુટતી;
કાનૂન ગુહ્ય ઇશ્વરી ન જાણતો જીવ પામરી.
દેહ માનવનો મળ્યો છે મૃત્યુ લોક આ ભૂમિમાં;
ભૂલોક પંક્તિ નમતી છે જો ॰ સપ્તલોકની ગણતિમાં
અધિકાર માત્ર કર્મનો છે ફળ હરિના હાથમાં
રંછોડ કથે કાનૂન ગુહ્ય લિખેલ દેવ દરબારમાં

---

# શ્રી કર્મવીર સન્યાસી મહાત્મા ગાંધીજીને ચરણે.

શૂરવીર છે મહાત્મા ગાંધી, અમોલ હિંદ રત્ન ગાંધી
તેજસ્વી સૂર્ય ગાંધી, દીપાવી આર્ય ભૂમિ.
કંઇ કંઈ થયા હિંદ વીરો, ન દીઠ એક ગાંધી જેવો
મહાન પદવી પામ્યો, ગુણ શું ય તે વિચારો.
નિસ્વાર્થી વીરલો કેવો, ન ખિતાબ એને લેવો,
ઝુરે હિંદ હક્ક કાજે, ધર્મી થયો એ સાટે.
સ્વદેશ સેવા માંહિં, ઝીંદગી ગુજારી પુરી.
સ્વરાજ નેમ ધારી, ઝુંબેસ ચલાવી ભારી.
કીધ કાર્ય એવું મોટું, શિક્ષણ દીધું કંઇ સાચું.
જાગ્રત થયા હિંદવાનો, લેઇ સ્વરાજ્ય મોટો ઝુંડો
"ખાદી પ્રચારક થાઓ, ખાદી પ્રચારક થાઓ"
ખુમરાણ ચાલે હિંદે, જીવન સુધાર્યું વીરે.
રેંટીઓ ચલાવે રંગે, દુઃખ જેલમાં મહા સેવે.
ચાલાક હિંદી મોટો, છે હિંદનો એ હીરો.
વર્ષો પરેની વાતે, કંઈ લોક કહેતા વાટે
કોણ, ખાદી પહેરે ! હલકી દીસે છે અંગે.
માનસિક બળમાં મોટો, ન છે જ એવો વીરલો
હરિશ્ચંદ્ર સતવાદીઓ, આ કાળ તણો એ છે જો.

સાધુતા ને નિસ્પૃહતા છે, સાત્વિક દ્રઢ વૃત્તિ જેની
અજબ દૈવી ગુણ શક્તિથી, અંતર રૂહ્યું છે ગળકી.
પડે પાય નિરખી સર્વે, અમોલ મણિ નહિ શંકા
વિજય કરો ભારતનો, વિભુ ! એજ હમેરી વાંચ્છના.

---

# પ્રભુસ્તુતિ.

જયદેવ જયદેવ ત્રિભુવનનો રચનાર,
રક્ષક, પોષક, સહાયક, વિઘન સહુ હરનાર. જય દેવ.
દુઃખીનું દુઃખ કાપનાર, તું દેવ છે એક, ( પ્રભુ )
સૌને સુખ દેનાર, પણ છે તુંજ એક. જય દેવ.
સૂર્ય ચંદ્રાદિક, તારા અગણિત,
તે છે રહીજ સઘળી, તુજ લીલા શુદ્ધ. જય દેવ.
પહાડો ગંજાવર, ને જળ છે અથાગ,
પૃથ્વીમાં છે તારી, ખુબી કૈંક અપાર. જય દેવ.
ગુણો તુજ કથતાંજ, આરો નહિ આવે,
માનવ બુદ્ધિ ત્યાંહિં, જરીએ નવ ચાલે. જય દેવ.
રાય રંકનો ફેર, મોટો છે આંહીં,
ના છે ભેદ એવો કંઇ, તુજ નિયમો માંહી. જય દેવ.
જન્મ મરણથી રે ! ખુલ્લું છે દીસતું,
એક માર્ગે આવે ને, વહી તેમ સૌ જાતું. જય દેવ.
કિંતુ નિયમ મહાન, કર્મનો રચીયો,
જેથી જીવ સર્વે કંઇ, સુખ દુઃખ ભોગવતો જય દેવ.
નિયમ એવા બીજા, ઘણા છે ઘડીયા,
શાસ્ત્ર પુરાણમાં તે સૌ, મોજુદ છે રહ્યા. જય દેવ.
છું અજ્ઞાનિ હું, બુદ્ધિ રહીજ અલ્પ,
યાચું ક્ષમા તારીજ, છું તાહરો દાસ. જય દેવ.

સાગરમાં બુંદ એક, જ્યમ નહિ જણાય,
તેમ આ વિશ્વમાંહિ, છે રહ્યો મારો વાસ. જય દેવ.
નમું કરજોડી બેઉ, ઓ વિશ્વના નાથ,
છે તુજપર સઘળોજ, આ દાસનો આધાર. જય દેવ.

---

## મહાત્મા શેખસા'દી.

ઇરાનના મહાન્ ફિલસુફ કવિ અને મુસાફર શેખ સા'દીની જીંદગીનો જાણવાજોગ રસભર્યો અહેવાલ, તેમના મુબારક ફોટાઓ સાથનું ગુજરાતી ભાષામાં સુંદર પુસ્તક, કે જેમાં ગુલીસ્તાન અને બોસ્તાનની લગભગ–૭૦ ટુંકી દિલચસ્પ વાર્તાઓ, ગઝલો, રૂબાઇઓ, તથા સાહિત્યની ચર્ચાનો એક ખજાનો છે. વળી તેમાં બાદશાહ શાહજહાનનાં ગુલીસ્તાન ઉપરનાં હાથ અક્ષરનો ફોટો પણ આપવામાં આવ્યો છે.

આ પુસ્તકની ભુમિકા ફારસી ભાષાનાં જાણીતા અભ્યાસી શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી–તે મુંબઇનાં સ્મોલકૉઝ કોર્ટના વડા જજ સાહેબે લખી છે.

સુંદર પુસ્તક, પાકું બાઇન્ડીંગ, ગ્લેઝ કાગળો. સફાઇદાર છપાઇ ચિત્રો કીં. રૂ. ૨–૦–૦. પોસ્ટેજ અલગ.

## સુકૃત.

( ભરવી. )

જન્મી આ સંસારે સુકૃત શું કીધું,
નિજ સ્વાર્થ મહીં સૌ કાઢયો એળે કાળ જો;
નિયમ કર્મનો વિચાર્યો નહિ તેં કદી,
અઠડી પુણ્યની બાંધી નહિ તુજ સાથ જો. જન્મી.

સુત દારા વા ધન આદિ આવી મળ્યાં,
એ છે સર્વે પુણ્યતણા પ્રતાપ જો;
સીંચી સીંચી ધન ઝાઝું જમા કીધું,
બુઝી નહિ કંઇ ગરીબો કેરી દાઝ જો, જન્મી.

કૈંક દોરાયા આડે તુજ પ્રપંચથી,
લીધી તેમની આંતરડીની હાય જો;
ભાન ભુલ્યો આ દુનિયામાં જગદીશનું,
કીધાં કૃત્યો ક્રૂર, નહિ સહેવાય જો. જન્મી.

લાડી, વાડી, વાહન જો કંઇ સુખ છે,
આવે અંતે એકે નહિ તુજ સાથ જો;
દાન દયા કરી વિચર તું ભૂલોકમાં,
કર લે કૃત્યો પુણ્યો તણાં તુજ હાથ જો. જન્મી.

## માયાનું અંધારૂં.

(મનહર)

રાત્રિ દિન મોજશોખ, કર્યો, તેં અવની માંહે,
ક્વચિત્ મરણ તણો, વિચાર તેં કર્યો છે?
ફર્યો ફુલી ગર્વ મહીં, ધનના તું મદ માંહિ,
સૃષ્ટિ તણા પ્રભુને તેં, અંતરમાં સમર્યો છે?
ધન, વાડી લાડી આદિ, માયામાં ગુંથાઈ રહી,
આત્માજે અમર તેને, બ્રહ્મમાં તેં જોડયો છે?
કથે રણછોડ માયા, ઇશ્વરી ભુલાવે ભાન,
માયાના અંધકારમાં જીવ ફસી રહ્યો છે.

× × ×

## ગૃહવૈદ્ય.

## માયાવી ખેલ

(મનહર)

ખેલ માયાવી પ્રભુનો, દીસે આ જગત મહીં,
માયામાં સૌ ફસે પણ, અંતે માયા ખોટી છે;
માતપિતા પુત્ર ભાર્યા, એ છે માયાનું બંધન,
છોડી જાયે જ્યાં ઓચિંતા, પ્રીતિ શું ત્યાં રહી છે ?
ઉત્પત્તિ સ્થિતિ ને લય, ક્રમ એ સૃષ્ટિ તણો છે,
બોધ દે પંડિતો પણ, કોણે માયા ત્યાગી છે ?
કથે રણછોડ ખરે ! લીલા છે પ્રભુની સઉ,
સઉ લોભાતા માયામાં, માયા બેડી મોટી છે.

---

४१

## મરણ વિષે.

( સારંગી છંદ. )

નાનાં મોટાં સૌ પ્રાણીને, અંત સ્વર્ગે જાવું છે,
વ્હાલાં સંબંધો છોડીને, શ્રીને શર્ણે ધાવું છે;
કીધી બાજી એવી ઇશે ખોટી માયા મુકીને,
માટે ના લોભાતો વ્હાલા એ વાપીમાં બુડીને.
સ્વાર્થી સ્નેહી બંધુઓનો મેળો આ દેખાયે છે,
સોળો બિચારો લોભાઇ તેમાં રે ! લુંટાયે છે;
એથી ચેતી પ્યારા બંધુ ! સારો રસ્તો શોધી લે,
" અંતે તારે જાવું છે " એ યાદિ ઉરે વ્હોરી લે.
જે જે કાંઇ થાયે તે તો વિધિથી નિર્મેલું છે,
ના ભુસાયે લિખેલું જે રેખાથી ચિત્રેલું છે;
ભોગો કર્મોના છે તેને શાંતિથી તું ભોગ્યો જા,
આનંદી ઉત્સાહી થાઈ દુનિયામાં હાલ્યો જા.
તેડું જ્યારે આવે ત્યારે, ના, કો તારો સાથી છે,
માયામાંથી છૂટો થાઇ જાશે એકલો ચાલીને,
બાંધી લે પુણ્યોનું ભાથું સારા કૃત્યો આદરીને,
અંતે તો સાથે આવે જાણીલે મોરારીને.

---

# મરણુની ભીતિ.

( મનહર )

પશુ પંખી બાળ વૃદ્ધ જે સૌ ધરા વિષે રહ્યાં,
ભીતિ મરણુની તેને શું ઇશિની કૃતિ છે !
સુકાર્યમાં સઉ ભાઈ મૂહૂર્ત જોષીને પુછે,
નથી મૂ'ર્ત હૂતને એ, ન્યારી લીલા એની છે;
જાણે એ પૃથ્વીના જનો છતે ગર્વ કરે ઘણુા,
વિચારે નહિ જરાએ આખર શું ગતિ છે !
બાજીગરે રચી બાજી ભૂલ નથી કીધી જરા,
જન્મ મોત લીધાં હસ્ત ખૂબી ખરે ! રચી છે.

---

# અદ્ભુત શક્તિનું અસ્તિત્વ.

( હરિગીત. )

કાળ સંધ્યાનો થયો ને, ચાલ્યો સાગર તીર હું,
વિચારતો મમ હૃદય શું જે જગની આ ઘટમાળ શું;
નિરખ્યું ભાનુસ્વરૂપ જે કંઇ, કનકમય દીસતું હતું,
બ્હેતાં ક્ષણુક્ષણુ તહીં વળી તે, ત્વરાથી અસ્ત થાતું જતું. ૧

કૈં આત્માઓ બહુ વિચરતા, કાર્યથી પરવારીને,
કૈં મગ્ન થાતા વિચારમાં, સૌંદર્ય સૃષ્ટિનું ભાળીને;
કૈં ધરતા ધ્યાન કિરતારનું, સ્વરૂપ જે નિહાળતાં,
હિસાબ કુટતા કૈં વળી ત્યાં, નિજ ધંધા રોજીના. ૨

કૈં લાખો જીવ દીસંત રોજ, સીધાવતા યમાલયે,
વળી લાખો જન્મે ધરાવિષે, ખુબી ખરી એ સૌ જુવે;
લીલા અગાધ આ નિરખી, કો મુખ્ય કુદરતને ગણે,
કૈં ફિલસુફો વિરૂદ્ધ થઇને, ભજે શ્રી ભગવાનને. ૩

હા ! જલધિ કેરી મંદ લ્હેરો, ઑર આનંદ આપતી,
ચિંતાગ્રસ્ત પુરૂષની તો, ચિંતા ઝટ છુટી જતી;
સ્ફુર્યું થઈ મુજ મન વિષે, શક્તિ અનાદિ કૈં રહી,
વર્ણી શકે નહિ જ્ઞાનિઓ તો, મુજ પામરની શી ગતિ ! ૪

---

## પ્રભુસ્મરણ.

( ગરબી. )

સ્મરતો કયમ નહિ તું વ્હાલા જગનાથને,
રચના જેની છે ભવમાં અગાધ જો;
દેહ માનવનો દુર્લભ ખરે ! તુજને મળ્યો,
તો શીદ ગુમાવે કાળ કરી બકવાદ જો. સ્મરતો

બાજીગરની આ બાજી જ્ઞાનીને દીસે,
અદ્દ્ભુતના વિવિધ ત્યાંહિં દેખાવ જો;
બુદ્ધિવાનનાં બળબુદ્ધિ ચાલે નહિ,
ખેલાડીને મન રમત સર્વે થાય જો. સ્મરતો

સુખ દુઃખ પ્રારબ્ધ ભોગવતાં કૈં પ્રાણીઓ.
લાભાલાભે થાય હર્ષીત નારાજ જો;
અજ્ઞાનિ ચિંતવે નહિ તે કિરતારને,
જાણેના શા નિયમ તેના બાંધ્યા જ જો. સ્મરતો

જન્મ મરણ તણી દોરી તેને હાથ છે,
ફાવ્યા હુન્નર અગણિત એ શિવાય જો;
ગર્વીષ્ટ જનોનો ગર્વ એથી કંઇ તુટતો,
ન દેખી અવર ઉપાય, પડે સૌ પાય જો. સ્મરતો

## ૪૫

# અજ્ઞાની અને જ્ઞાની જીવમાં ભેદ.

( હરિગીત. )

જાણે સંસારી જીવડો શું ! જ્ઞાની જીવ રે ક્યાં રહ્યો,
સ્થુળ દેહ જોતો બાહ્યથી તે, ભેદ અંતર બહુ રહ્યો;
વળી વાદ કરવા જાય જ્યમ, જીવ છે વ્હેવારી સૌ ખરે,
ના ભેદ જાણે જ્ઞાનીનો, કિંતુ લવારો તે કરે.
જીવો જગતના આમ કૈં, આત્માનું બળ ના પેખતા,
જ્ઞાની કૃતિને ઓર દેખી, મૂર્ખ તેને ઠરાવતા;
બનતું નથી જીવ બેઉને, જે ભિન્ન ભાવે છે રહ્યા,
આત્મબળથી જુવે જ્ઞાની, શું સાર ક્ષુદ્રની વાતમાં !
જુવો દ્રષ્ટાંત નૃસિંહ મ્હેતાનું, છે રહ્યું પુરાણમાં,
ભક્ત મોટો તે હરિનો, સ્મરે હજી સઉ લોક હ્યાં;
ગંડુ કે'વાતો લોકમાં, પણ ભક્તિમાં લીન તે રહ્યો,
થઇ મહેર કૃષ્ણચંદ્રની ને, પરમ પદ પામી ગયો.
કૈં ભક્ત એવા બહુ થયા, મળી સાહ્ય જેને નાથની,
રહી બ્રહ્મવિદ્યા પરાવિદ્યા, ખરે ! નથી શંકા કંઇ;
અજ્ઞાનિ નર ના જાણતા, જ્ઞાનિ તણી અંતર દશા,
જહિં માર્ગ જુદા ઉભયના તો, છે રહ્યા વ્હેવારમાં.

---

# માતાના ગર્ભમાં જીવને થતું દુઃખ.

( શિખરિણી. )

પડી માને ગર્ભે, દુઃખ ઘણુંજ જીવે અનુભવ્યું,
તહિં પ્રીતે તેણે, સ્મરણ હરિનું તો બહુ કીધું;
કર્યાં કાલાવાલા, અતિ દુઃખ મહીથી ઉગરવા,
મુકી નાથે ત્યારે, સરત વળી કૈં મુક્ત કરતાં. ૧
“નીતિથી ચાલીને, સ્મરણ કરજે રોજ મનથી,
પડી માયા ફંદે, ન છકીશ અરે ! લોભ મદથી;
જુઠી બાજી છે જો ! ભવ કુવ મહીં તોજ પડશે,
કરી સારાં કાર્યો, ઘડી પુરી થયેથી તું મળજે.” ૨
થયો જ્ઞાની આત્મા, શીખ સુણીજ આ કોલ કબુલ્યો,
વદ્યો ‘ હે ગોપાળા, નાહે ભુલું તને હુ વચન હ્યો; ’
પ્રસૂતિના વાયુ, બળથી જીવ બાહેર પડતાં,
ગયો ભૂલી સર્વં, રડી પડી કહ્યું જે હુંજ હું આં.
સહુ ‘ હું આં હું આં ’ વળી કરતું જન્મે જહિં ખરે; ૩
કંઈ જ્ઞાની કે’ એ, કથતું હુ અહીં ને તું તહિ રે
ફસાઇ માયામાં, ભજન હારેનું તે નહિં કરે !
પછીથી તે બોલે, જનમની પીડા કેમ ટળશે ! ૪

# પિતા વિયોગ.

( તોટક )

પ્રિય તાત ગયા, ત્યજીને દુનિયા,
ત્રુટી પ્રેમની ગાંઠ અરે ! ભવમાં;
દુઃખ થાય ઘણું મુજ અંતરમાં.
ક્યમ દિન ગુજારૂં હવે જગમાં. ૧

ઉપકાર કંઇજ કર્યા છ બહુ,
હદ ના રહી જ્યાં ક્યમ બ્યાન કરૂં;
અતિ લાડથી પોષિ કરીજ પ્રીતિ,
લીધી અંત સુધી દરકાર ઘણી. ૨

શિરછત્ર ગણાતું હજુ સુધી જે,
ખુહી દીધું અરે ! અણુચિંતું જ તે;
મુજ ફીકર તો જન કો કરશે !
લખી પત્રજ દાઝજ કો ધરશે ! ૩

કીધી બાજી શ્રીએ જુઠી રે ! જગમાં,
દીસતું સઉ ખોટું અરે ! જગમાં;
પ્રીતિ ગાંઠથી સૌ જકડાય વળી,
છુટતી ઝટ તે શક છેજ નહીં. ૪

જહિં બાજીજ આ જગનાથની છે,
ન ઇલાજ કંઇ ચલતો તહિં બે;
રહ્યું ના મુજ સ્નેહી *ખરૂં જગમાં,
કૃતિ ચિંતવું શ્રીની હું અંતરમાં. ૫

* ખરૂં=સ્વાર્થ વગરનું.

મદથી જ ફરે વળી કૈં જગમાં,
મરતા લડી ક્ષુલ્લક બાબતમાં;
ભય મોત તણો કદિ નાહિ રખે,
સમજે નહિ જાવુંજ કો હિ ખરે ! ૬
પ્રભુની ગતિ ન્યારી રહીજ ખરે !,
જીવજંત સઉ જતું કાળ જવે;
દીધું કામ છશે યમના નૃપને,
ઝડપે સઉ જે, વીણીને ચુંટીને. ૭
ભુલ થાય જીવોથી ઘણીજ ખરે !
પણ ચુક કરે નહિ કાળ અરે !
જીવ લાખ પડે કંઇ જાય બળી,
ઉભુ છે જગ આ સમતુલ બની. ૮
દુઃખ છે બહુ તો નથી પાર જહીં,
પણ તે ભલું જ્યાં ન ઉપાય કંઇ;
ફરે ચિંતવતો કૃતિ નાથની જે,
ગુણ ગાઉં શ્રીના સ્મરૂ શ્રી હરિને ૯
નથી જાણતું કો જીવની ગતિ શું !
રહ્યું એ જ ખરે ! સઉને ભ્રમાણું !
નમી હે પ્રભુ યાચું હું અંતરથી
ધર હાઝ દયા તું વિયોગી .પ્રતિ. ૧૦

## પુત્રજન્મ

( મનહર )

પુત્ર પ્રાપ્તિ થાયે જેને હર્ષ તેને દીસે ઘણો;
જગમાં લોકવાયકા નિશ્ચય મનાય છે;
પુત્રનો આનંદ જેવો થાય નહિ અન્ય કાંઇ;
પિતાનો પુત્ર જ હાથ જમણો ગણાય છે;
માતા વળી ચાહે ઘણી છાતી સાથે ચાંપે તેને,
હેત લાવે ઘણું દેખી બધે તે પુજાય છે.
કથે રણછોડ જ્ઞાનિ અજ્ઞાનિમાં જુવો સહી,
જન્મ પુત્ર તણો વારંવાર વખણાય છે.

---

## પુત્રીવધાઇ.

( મનહર. )

પુત્રી વધાઇ આવતાં સૌ કોઈ ના રાજી દીસે,
કહે જન્મતાંજ રે ! એ પથરો કર્મે પડ્યો;
પરવા ન રાખે કોઈ, શંઠ નિર્દોષ પ્રાણીની.
બુઝે નહિ દિલ દાઝ, જીવ મરી છો રહ્યો;
નથી કીધું પાપ જીવે દેહ ધરી નારી તણી,
નિર્દોષ અંશ પ્રભુનો, વખોડી ખાલી નાંખ્યો;
ભારતનાં રત્નો બહુ દેખીએ જે ઝળકતાં,
જનમ્યાં સૌ તે સ્ત્રીથીજ, ભાન ભુલી કાં ગયો !
નરનારી તણાં જોડાં વડે ઉપન્યો સંસાર,
કથે રણછોડ જન્મ પુત્રીનો કાં ન ગમ્યો ?

( તોટક. )

જહિં પુત્રી તણો શુભ જન્મ થતો,
નહિ પ્રીતિ ધરે કંઈ સ્નેહી જનો;
વળી માત પિતા બહુ શોચ કરે,
મુખડાં પળમાં કરમાય અરે ! ૧
કંઇ જ્ઞાતિ મહીં રીતિ એ રહી છે,
સુણતાં સ્વર સૌ દુઃખી થાય અરે !
નશીએ કહિ પુત્રજ સાંપડતો,
નહિ પાર રહ્યો મનમાં સુખનો. ૨

વળી શાન્ત કંઇ નહિ એથી થતા,
હઇ ભોજન સ્નેહી ખુશી કરતા;
ન વદે કંઈ શબ્દજ પુત્રી થતાં,
દિલગિરી રહી બહુ અંતરમાં. ૩
કથતા ફીલસુફીની વાત કંઇ,
" વિણ સ્ત્રી ચલતું નહિ વિશ્વ વળી;"
રચના રહી જ્યાં વિધિનીજ ખરે !
જગલોક સઉ કયમ ખારા કરે ? ૪
કહિ માત પિતા મનમાં હરખે,
પુજી પુત્ર તણી ખરી વૃદ્ધપણે;
પણ જ્ઞાનથી તે ન વિચાર કરે,
પ્રીતિમાયિક સૌ પળમાં તુટશે. ૫

---

# જગતમાં મોટો પણ માતાને મન મોટો નથી.

( મનહર છંદ )

વિદ્યા ચતુરાઇથીજ પંકાયે કો દુનિયામાં,
'સરનાઇટ' ખિતાબથી માન ઘણું ખાટતો;
જાહેર આલમ સઉ માન ખરે ! બહુ દીયે,
ભર સભાઓમાં વક્તા મોટો વખણાયતો,
હાકેમની હાકમીથી સઉ કોઇ ડરી ચાલે,
'જીજી' 'સાબ' માનથીજ પ્રમુખે બિરાજતો.
નાનાભાઇ નાનાભાઇ જમે એટલો થાય તો,
કિંતુ માને મોંથી નાનુ નાનુજ ગવાય તો. ૧

ગુણો ઘણા કરે માતા પુત્રને બાળપણથી,
દુઃખ અતિ જાતે સહી લાડથી ઉછેરે છે;
સ્નેહ માનો પુત્રપર નિસ્વાર્થીજ રહ્યો ખરો,
વડે પુત્ર મોટો થતાં છતે સ્નેહ કરે છે;
ઉપકારો ઘણા માના, નથી રહી તેની સીમા,
પુત્ર જીંદગી પર્યંત માનો ઋણી બને છે;
આસ જોતાં કુદરતે ખાસ હક માને આપ્યો,
બાહેર તો નાથુભાઇ મા તો નાથુ કહે છે. ૨

## પુત્ર પ્રત્યે માતાનો પ્રેમ.

(ગઝલ)

નમાલો હો લુંટારો હો, કુકર્મી તે વળી જાણો;
ભલે ભૂંડો નમાલો તે, વહાલો પુત્ર છે માને.
કરે તે ડોળ ખોટો, તો, અનીતિ માર્ગને લેતો;
ગમે એવો નઠારો એ, વહાલો પુત્ર છે માને.
કમાતો દ્રવ્ય તો ઝાઝું, દીયે તે રંડીઓને સૌ,
ન દેતો પાઇ માતાને, છતે વ્હાલોજ તે માને.
ભલે પૂજાય એ વિશ્વે, ભલે એ કેદમાં જાયે;
પડયો જે માતને પેટે, વહાલો પુત્ર છે માને.
રહ્યો છે પ્રેમ માતાનો, ખરો તે સ્નેહ હૈયાનો,
નઠારો સાંપડયો કર્મે, વહાલો પુત્ર છે માને.

---

## જ્ઞાતિઓમાં ચાલતા દુષ્ટ રિવાજો.

( અનુષ્ટુપ )

કન્યાવિક્રય છે ખોટો, વદે એમ જનો ઘણા;
ભરે સભા વળી મોટી, નિયમો કાંઈ બાંધતા.
એથી નથી જતી ભાઈ, અજ્ઞાનિની અજ્ઞાનતા,
નથી કેળવણી જ્યાં જ્યાં, છુપાં સાટાં બને ઘણા.
બંગાળ દેશમાં જુઓ, વરવિક્રય છે અતિ;
નથી સુખ ખરે! તેને, જેને પેટે પુત્રી પડી.
કે સુધારાતણા ડંકા, વિશ્વમાં વજડાવતા;
કિંતુ જ્ઞાતિજનો મોટા, કુધારા નહિ છોડતા,
કેળવણી તણી ખામી, દિસે છે ઘણી જ્ઞાતિમાં;
રિવાજો દુષ્ટ એ જાશે, ટળશે જ્યાં અજ્ઞાનતા.

---

## ઋતુવર્ણન.

( અનુષ્ટુપ )

વર્ષાઋતુ તણા ગુણો, ગવાય કૈં ભુલોકમાં;
કારણ મુખ્ય છે એ તો, દિનો આનંદી દીસતા.
રમણીય જણાતું સૌ, શુભ વૃષ્ટિની ધારથી;
નવું જીવન તે બક્ષે, વૃક્ષાદિ ફુલને વળી.
ઉદ્યાને ખીલતાં પુષ્પો, મ્હેંક મ્હેંક બની રહ્યાં;
ખુશબો લઈ કંઇ લોકો, પ્રભુકૃતિ વખાણતા.
પ્રભુતણી જુઓ લીલા, સર્વત્ર વ્યાપી તો રહી;
ઝાડી જંગલ પ્હાડોમાં, સુંદર ખુબી છે ઘણી.
મેઘરાજાની સ્વારી તો, સોંદર્ય વધુ લાવતી;
સહુના ચિત્ત આકર્ષી, ચિતાર ભવ્ય આપતી.
દેખાય મગ્ન કૈં લોકો, વર્ષાઋતુ મહીં ખરે;
વળી કૈંક વિચાર તો, ઋતુ સારી નથી અરે !
મેઘાડંબર દેખાઇ, દિન આળસુ લાગતો;
મુસળધાર વર્ષીને, સહુને ત્રાસ આપતો.

( તોટક. )

વળી નષ્ટ કરે બીજ ખેતરમાં,
નુકશાન કરે હદ છે નહિં જ્યાં;
રડતાં દીસતાં મુખ ખેડુતનાં,
"બનશે શું હવાલજ પાક તણા."

ખળ વાયુનું તો કહ્યું ના કરતું,
સહુ કો ઘુઘવાટજથી ડરતું;
દુઃખતો બહુધા અતિ રે! નડતું,
જીવજંત કંઇ ફસીને મરતું.

ઋતુ શર્દની તો નડતી દુઃખની,
સુખકારી દિસે જન, ના, જ કહીં;
વળી લોક વદે જગમાં બહુ જો,
અતિ તો પીડતો દિન શર્દ તણો.

ઋતુ ગ્રીષ્મ જહીં પડતી કકડી,
નહિ માન્ય જ તે કંઇને જ રહી;
બહુ તાપ્રતણું રહ્યું જોર ખરે!
સહુને અકળામણ થાય અરે!

નથી માન્ય જરી સહુ રે! ઋતુને,
મનથી જ વખાણુ પ્રભુ પણ જે;
નથી ભૂલ જ નાથની કૈં રહીજો,
નિયમોથી સહુ જગ આ બન્યું જો.

---

× ×

## જુગારની દુષ્ટ બદી.

( મનહર )

પ્રતિવર્ષે જહીં માસ, શ્રાવણ આવે છે ત્યારે,
જન સહુ જગતના, ઉમંગી દેખાય છે;
ધરમનો માસ ગણી, દાન પુણ્ય ઘણાં કરે;
પાપી વાતો દૂર કરી, દર્શને સહુ જાય છે;
કોઇ ઉપવાસો કરે, વળી કોઇ એકટાણું,
કોઇ ફળાહાર કરી, શ્રીસેવામાં ધાય છે,
પુણ્ય ખરૂં થાયે એમાં, નથી ' ના ' કોઇ પાડતું,
કિંતુ દુષ્ટ બદી એક, કૈંક ત્યાં તણાય છે. ૧

પાપી બદી જુગારની, ચાલુ જે કંઈ કાળથી,
પ્રીતિ રાખી તેમાં ઘણા, હોંસથી જ મ્હાલે છે;
કૃષ્ણ જયંતિનો દીન, ધાર્મિક, રે ! ગણાય જે,
' જુગાર ' આનંદ માની, જુગારમાં કાઢે તે;
વળી કોઇ વ્યભિચાર, કરી, લે આનંદ તેમાં,
" સહજ સી શ્રીકૃષ્ણની, તો દોષ શો ધારે છે" ?
ધર્મ નામે પાપ આમ, માસમાં, આ, થાયે ઘણાં,
માટે તત્વ લે વિચારી, ખોટું કેમ ગ્રાહે છે ? ૨

# ગુર્જરગીરાના સાક્ષરોને વિનંતિ.

( વસંતતિલકા )

સુણો વિનંતિ પ્રિય બંધુ અરે ! હમારી,
ધારી ઉરે અમલ તે કરજો મનેથી;
સાહિત્યનું અમુલ જે હીર સૌ જુવે છે.
ગર્વી પ્રજા મહિં જ ઉન્નતિ તેની જાણો. ૧

સાહિત્યની પરિષદો જહિં ઉભી પાસે,
શિક્ષિત વર્ગ બહુ ઉદ્યમી થાય ત્યારે;
લિખે નિબંધ અઘરા વળી તે જ વાંચે,
થાશે શું ઉન્નતિ પ્રજાની જ આવી રીતે. ૨

ગ્રંથો કરે કઠીન જે તણી શૈલી એવી,
લોકો ઘણા અણગમો જ કરે પ્રતિ જે;
' ના ' માર્ગ ઉન્નતિતણો વળી સૌ પુકારે,
ભાષા તણો ન બનતો સવળો ચિલો જે. ૩

અંતે હવે વિનવું હું મુજ બંધુઓને,
દેવી સરસ્વતીનું મંદીર મોટું સ્થાપો;
ચાહો લખાણ કરવા મન દો ખરૂં જે,
વાંચે સઉ જનસમૂહ અતિ ઉમંગે. ૪

ભાષાતણી સરળતા દિસતી જ ત્યારે,
જ્યારે જનો સઉજ તે પ્રિયતાથી વાંચે;

સાહિત્ય ખીલવણી કાજ ઉપાય યોજો,
સેવા કરો પ્રીતિથી કાર્ય કરો ઉમંગે. ૫

( હરિગીત. )

કૈં લેખકો આ કાળમાંહી, ગર્વથી ભમતા ફરે,
વિચારતા તે હૃદયમાં, કે કવિ પોતે તો ખરે,
કાવ્ય છોટાં કૈં રચે ને, કઠીન ઘણી શૈલી કરે,
જે લોકમાં પ્રિય ના ગણાયે, કિંતુ લ્હાવો તે લહે.
એમ કરીને તે ભલે, આનંદ સાગરમાં બુડે,
પણ કાવ્યકુશળ કવિ તેને, કવિ પંક્તિમાં ના ગણે;
ન દેખતા સંવાદ વળી, પ્રાચીન કવિઓએ રચ્યા,
છે સરળતા ભાષાતણી જ્યાં, સર્વકો રંજીત થતાં.

---

## સાચું સુખ શેમાં રહેલું છે ?

( મનહર. )

વિશ્વતણા પ્રાણી સઉ સુખ કાજે ફાંફાં મારે,
કિંતુ જાણે જ્ઞાનીજનો શેમાં તે છુપાયું છે;
નથી કૈં લક્ષ્મીથી સુખ, નથી તે ગાડી લાડીથી,
'ના' નથી તે વિષયોમાં, ક્ષણિક ગણાયું છે;
દેખીએ કૈંક શ્રીમંતો, આનંદમાં જ મ્હાલતા,
અંતરમાં નથી સુખી, સર્વત્ર જણાયું છે;
જન્મથી મરણ સુધી, નથી શાંતિ કો જીવને,
સાચું સુખ જુઓ આત્માનંદમાં સમાયું છે.

( છપ્પય છંદ )

સુખ એકને કાજ, સઉ કોઇ મારે ફાંફાં,
સુખ એકને કાજ, ડરે નહિ પાપી થાતાં;
સુખ એકને કાજ, કાવા દાવા સૌ કરે.
સુખ એકને કાજ, સ્વાર્થી બની તે વિચરે;
એ સુખ સઘળું વ્હેવારનું, અનિત્ય આ સંસારમાં;
સુખ સાચું આત્માનંદતણું, કહ્યું શાસ્ત્ર પૂરાણમાં.
એક સુખને કાજ, વર કન્યા બેઉ પરણે,
એક સુખને કાજ, જાય કો અનીતિ પથે,
એક સુખને કાજ, કો દમન દેહનું કરે,
એક સુખને કાજ, કો દ્રવ્ય ઝાઝું ખર્ચે,

જે જે વસ્તુ ખરી સુખ તણી ગણાય આ સંસારમા,
અનિત્ય સઘળી ખરે! તે છે, સુખ ખરૂંજ આનંદમાં.
સુખ માને વળી કોઇ, નવીન વસ્ત્ર સજવામાં,
હોય પાસે ન પાઇ, પણ ન ડરે દેવું કરતાં;
કો કંજુસ બની ઘણો, ફાટલી ડગલી પહેરે,
લક્ષ્મી બાપદાદાની અંકમાં પડી પડી સડે;
નથી સુખ સાચું એમાં કંઈ મનનું કારણ જાણજે,
સૌ મનમાન્યાં સુખ દુઃખ છે, સાચું સુખ સંતોષ...

---

# બાળહઠ.

( હરિગીત. )

જતો હતો હું વાટમાં જ્યાં, બંધુ એક મુજને મળ્યો,
કર્યો પ્રશ્ન તેણે એક જે, બાળહઠ તણો ઉપાય શો;
રે ! પડયાં ફરજંદ પેટે, લે છે જે હઠ ઘડી ઘડી,
ને સંતાપે મુજ જીવને, અહર્નિશ રૂદન બહુ કરી. ૧

"વળી વસ્તુ નજીવી જે રહી, તેની કરે તે માગણી,
મળે નહિ જો તે કદાપિ, શોરબકોર કરતાં રડી;
દુઃખ ઘણું બાળહઠ તણું તો, છે ખરે ! માબાપને,
કૈં સુજ્ઞ લોકો અનુભવે તે, જ્ઞાનથી વિચારીને." ૨

સુણી વાત દુઃખી મુજ બંધુની, ને સ્તબ્ધ તો હું થઈ ગયો,
વિચાર્યું મેં મન વિષે જે, શો ઇલાજ કથું ખરો;
દીધો ઉત્તર મુજ બંધુને, ઉપાય નહિ એનો કંઇ,
નિર્દોષ બાળક અંશ પ્રભુના, ભાન વિણ તું જાણ સહી. ૩

બાળ હઠ છે એવી ભાઈ ! લેશે તે નહિ છોડશે,
કિંતુ અજ્ઞાનિ જનો કૈં, રેંસી તેનેજ મારશે;
ગુન્હો નથી કંઇ બાળનો, બાળ પ્રભુ તુલ્ય ગણાય છે,
કીધી દશા એ જન્મતાં, સભાર તું કિરતારને. ૪

---

## સુખ દુઃખ.

### કર્મ ભોગ.

( હરિગીત. )

લેતો હતો આરામ હું જ્યાં સ્ફુરણ થયું મુજ મન વિષે,
જે દુઃખ મહા કુદરત તણું, તે કયમ સૌ સહેતા હશે;
હા! દર્દ તણા મહા દુઃખથી તો, કેંક જન પીડાય છે,
શાંતિ નથી! સુખે નથી! દિલ તેહનાં ચીરાય છે.
દુઃખીનું દુઃખ નિવારવા, સ્નેહી જનો યત્નો કરે,
શાંતિ લહે ધરી મૌન પણ, જો આખરે નિષ્ફળ જવે;
કર્મો તણાં જે સુખ દુઃખ બંધાયલાં જે જન્મથી,
નહિ ટળશે હરગીસ તે, વિધિએ છે ઘડયાં સહી.
આ દુઃખ દારૂણ ટાળવા, અસમર્થ ના કોઇ વળી,
છે નદી ત્યાં, ઓવારા એમ, દાક્તરો અવની મહી;
શાન્તિ દીએ તે દર્દીને, આપી ઉંચી સૌ ઔષધિ,
નથી ચલણ જ્યાં કોઇનું, દોરી તુટી જીવન તણી.

---

× 

# બાળવિધવા વિલાપ.

( હરિગીત. )

વ્યાપી રહી જ્યાં શાંતતા ને કાળ રાત્રિનો થયો,
ઘોંઘાટ પ્રાણી માત્રનો ત્યાં બંધ થઈ સ્હેજે ગયો;
નિઃશબ્દ શાંત બધું હતું ને શૂન્ય પૃથ્વી લાગતી,
ઝબકી ઉઠી એક દુઃખી બાળા પતિદુઃખ સંભારતી.
વિધવાપણાનું દુઃખ શું? તે, સ્વપ્નમાં નહિ જાણતી,
આનંદ ઉત્સવ માંહીં તે દિન સાથ પતિ ગુજારતી;
ખરી પ્રેમ વસ્તુ શી રહી! આ સ્વાદ પૂરો ના લહ્યો;
કાળે જહિં ઝડપ્યો પતિને, પાર દુઃખનો શું રહ્યો.
હા! પતિ હાય સંભારતી તે અશ્રુધારા પાડતી,
વિચારતી તે હૃદય મહિં ઉપાય શો આ દુઃખથી;
રૂઠી છે ભગવાન જ્યાં દુઃખ બાળવિધવા બહુ સહે,
જાતિ નરની સુખી ખરે! જે પુનઃ પુનઃ લગ્નો કરે.
રે! જન્મથી કઠીન ઘડાઇ દેહ નર જાતિ તણી,
ખરે! સઉ જ્ઞાની જન શક્તિ વધુ નરની રહી;
તો કલ્પતા તે કયમ નહિ દુઃખ બાળ વિધવાનું રહ્યું,
આશીશ લેતા કયમ નહિ ફરી લગ્ન કરીને તેણીનું.
કૈં લોક વળી સમજુ દીસે, વિવાહ કરે સભા ભરી,
કૈં ધર્મ આડે લાવીને, ના વાત લેતા મન મહીં,

કૈંક નેતા સંસ્થા તણા તો, ડંકો એ વજાડતા,
ડરતા નહિજ લગાર તે, દુઃખ મહા તેણીનું ટાળતા.
સંસારના વ્હેળામહીં સૌ જન તણાતા જાય છે,
બુદ્ધિ પ્રેરે જેમ જેને તેમ તે દોરાય છે;
" શાસ્ત્ર બાધ નથી અરે ! " કૈં ફીલસુફો વળી વદે,
પેખો એ પુરાણમાં મુની પારાશર જહિં શીખ દે.
વિલાપ કરતાં આમ તેણી નિંદ્રાવસ્થ થાતી ગઈ,
લાભ નથી કાંઇ રૂદનથી, જો દુઃખ પીડા મટી નહિ.
સંકેત કીધો મન વિષે જહિં 'જન્મથી સ્રી તેણી રહી,
" કૈં સ્વાર્થી વર્ગ પુરૂષનો, ના દાઝ ધરે સ્ત્રીઓતણી."

---

# વનિતાવિશ્રામને સહાયતાની જરૂર.

( ઈંદ્રવજ્રા )

સ્નેહી જનો દુઃખીનું દુઃખ જાણે, સ્ત્રી વિધવાને હિણભાગી માને;
દેખાય દોષો ન કંઈ જ સ્ત્રીના, તો એ ગણાયે કર્મભાગી બાળા.
દુઃખી બને સ્ત્રી પતિ છત્ર ખોઈ, ઝુરી મરે તે દિન રાત્રિ માંહિ;
સેવા ઉઠાવે વડીલોની સારી, તો એ ગણાયે વિધવા અમાની.×
આ દુઃખ દેખી વનિતાવિશ્રામો, બાંધી સ્ત્રીઓએ જ લીધો વિસામો;
સંસ્થા ભલી જે કર સાહ્ય તેને, છે અર્જ એ તો મુજ બંધુઓને.

---



---

× માન વગરની.

# આપો સહાયતા ખંતથી.

( કુંડળિયાં. )

વિશ્રામો વનિતાતણા, દીસે કૈં નગરીમાંહ્ય,
શ્રમ છે એ વનિતા જ નો, ખરે ! કર્યું શુભ કાર્ય;
ખરે ! કર્યું શુભ કાર્ય દુઃખી અબળાઓ કાજે,
ઉદ્યમ કરી નિર્વાહ, ચલાવે સૌ નિરાંતે;
વિધવાને ઘણું દુઃખ પડે તે તો સૌ જાણો,
સ્વતંત્ર થાવા કાજ, બાંધ્યા વનિતા વિશ્રામો.
કેળવણી બહુ કૈં સ્ત્રીઓ, જણાય લેતી હાલ,
ધન્ય ધન્ય છે સાધ્વીને, કરે ભલાં જે કામ;
કરે ભલાં જે કામ, સાહ્યતા તેને આપો,
વિધવા અબળા રંક, દુઃખ તેના વિદારો;
પુનર્લગ્નની છૂટ, નહિ કદિ તેને મળતી,
ખેર નથી ! જો છૂટ, પણ દો કૈં જ કેળવણી.

અનુષ્ટુપ

દુઃખ ખરે ! રહ્યું મોટું, બાળા જ્યાં વિધવા થઇ;
કરે વડીલની સેવા, છતે અભાગી તે રહી,
કરે અર્જ શ્રીમંતોને, દો લક્ષ એ સંસ્થા પ્રતિ,
કાર્ય પુણ્યનું છે એ તો, કરો મદદ ખંતથી.

---

# કુંવારો સુખી કે પરણેલો ?

( મનહર )

જહીં તહીં વાદ થાયે, સુખી ખરો કોણ ભાઇ;
' કુંવારો યા પરણેલો ' ઝઘડો થયા કરે;
કુંવારાને ચિંતા નથી, ફરતો સ્વછંદપણે,
લૌકિકનું ભાન નહિ, કલ્લોલ કર્યા કરે,
સુખ નાનાં સંસારનાં, મળે લગ્ન કરે તેને.
નહિ લહાવો કુંવારાને, અંતર જળ્યા કરે,
સહુ કોઇ મત આમ પોતિકો જ દર્શાવતા,
કિંતુ ભેટો બેઉને જે, સ્વદુઃખ રડયા કરે.

( અનુષ્ટુપ )

નથી ખોટી અરે ! કાંઇ, કે'તી જે જગમાં ચલે;
મરે પીડાથી પર્ણેલો, કુંવારો કોહડે મરે,

દોહરો

તન મનથી પીડ બહુ, થતી જો અંતર માંહ્ય,
બ્હેતર લગ્ન તો શુભ છે, નથી શરમ સંતાપ.

---

## કુસંગ ત્યાગ.

( છપ્પય છંદ )

નથી જગતમાં લાજ, જેને મુખ જુઠ વાણી,
નથી જગતમાં લાજ, જેણે પરદયા ન જાણી;
નથી જગતમાં લાજ, જે ધન ધણીનું હરતો,
નથી જગતમાં લાજ, જે રંડીદ્વારે ધાતો;
નથી લોક લાજ ખરે ! તેને, જે નફ્ફટ થઈને વિચરે,
કે' રણછોડ સંગત એવા નર તણી કદિ નવ કીજીએ.

નથી જેને કૈં લાજ, તે હડધુત થાય સર્વત્ર,
નથી જેને કૈં લાજ, ધિ:ક દે તેને જ સવ્ક
નથી જેને કૈં લાજ, કુકર્મો તે ઘણાં કરે;
નથી જેને કૈં લાજ, સંતાતો, રે ! તે, ફરે;
રે ! લોક લાજ જેને નહિ, દુઃખ જગમાં તે બહુ સહે.
નર નફ્ફટ એવા કૈં મળે, રણછોડ જેથી દુર રહે.

---

# અગાધ સંસાર.

( હરિગીત )

સંસારની જંજાળમાંથી, થાઉં મુક્ત હુ જે પળે,
વિચાર ઝટ મુજને સ્ફુરે જે શું અગાધ સંસાર એ;
લાખો જીવ કંઈ જન્મતા ને કૈંક જતા યમાલયે,
કૈં સબડતા રોગ માંહી, કૈંક ચિંતાતુર દીસે.
વળી કૈંક તો એવા દીસે જે ગર્વયુક્ત બની રહે,
દ્રવ્ય તણા જ હંકારમાં, છાકેલ તો થઈને ફરે;
દુઃખ દુઃખીનું જાણવા, ન લેશ કરે દરકાર તે,
જુએ નહિ દિલ દાઝ કંઈ, વરણાગીઆ વાંકા ફરે.
કૈં વ્યાપાર વિશાળ કરે રહી પેઢીઓ તો દેશમાં,
ધનવાન હોય છતાં જ તે ધન કાજ ફાંફાં મારતા;
નવ જુએ સત્યાસત્યને, ન જુવે તે અંતર્યામીને,
છળ ભેદ ને કાપટયથી લે ધન રેંસી ગરીબને,
વાણી મીઠી મુખે વદે, મીઠાશ જીભની ના ત્યજે,
સહવાસ તેનો જે કરે તે જાણે સત્ પુરૂષ એ;
કિંતુ અંતર પેખે નહિ મલીન તેનુ રહ્યું ખરે,
પ્રસંગ પડતાં જ જાણશે કૈ પાકા દગાબાજ એ
દુનિયા તમામ જુઠા તણી તું જાણ આ કલિયુગમાં,
ભાવિક ને ધર્મિષ્ટ જનો સપડાય છે બહુ દુઃખમાં;

ના એમ તેથી હું કહું ભાવિક કદિ તો ના થવું,
પણ આરંભ કરતાં કાર્યનો પુનઃ પુનઃ વિચારવું.
જો આમ કરશે તો ભાઇ વ્હેવારનું સુખ સાધશે,
નહિ તો અજ્ઞાનિ ગણુઇ ભટાક ભોળો કે'વડાવશે
લેખું ન કરશે કોઇને, સહુ બુદ્ધિહિન કે'શે અરે,
પુછશે ના કોઇ તુજને, વ્હેવારમાં તો કો સમે.
કો નથી વિચાર કરતું સૃષ્ટિ અખિલ કેમ ઉદ્ભવી !
શક્તિ ઇશ્વરી શું રહી ! ચૈતન્ય માયા શું વળી !
જ્ઞાની ફિલસુફો ઘણા રહ્યા, જે ભાષ્ય કરે સભાભરી,
કિંતુ જડે કોઇક શોધ્યા, શુદ્ધ જે વર્તન મહીં,

---

× × ×

## ગત પત્નીથી તેના પતિને થતો પશ્ચાતાપ.

( દ્રુતવિલંબિત. )

થઇ હવે દુઃખદાયી દશા અરે !
ગઠણી પ્રીતિની તુટી ગઇ અરે !
હીર શરીરનું જે દીપતું હતું,
ગયું મને મુકી, દુઃખી કર્યો મને. ૧
દુઃખ ઘણુંજ અરે ! મુજને પડે,
પણ હવે નહિ શોકથી કૈં વળે;
સુખી ન કીધ પ્રિયા જીવરે બળે,
યુગલ પ્રેમની ગાંઠ છુટી અરે ! ૨
ફરજ જે પતિ પ્રત્યે રહી વળી,
સમજીને બધી તે કરતી હતી;
સ્મરૂં વૃતાંત કદી હું કંઇ સમે,
દુઃખી ઘણો બનું તો મુજ અંતરે. ૩

---

# રાજા એ ઇશ્વરો અંશ છે.

( તોટક )

જીવ ગર્ભ શ્રીમંત જ હોય કંઇ,
'પુનવાન' ખરે, કથ્યું શાસ્ત્ર મહીં;
પુનના બળથી નૃપ જન્મ થતો,
અણુ છેજ ખરે નૃપ ઇશ્વરનો. ૧

ન ભણ્યો વળી તે ન ગણ્યો પણુ તે
નહિ લોકજ લાજથી તે ભડકે;
વિધિએ અધિકારી નિમ્યોજ જહીં,
અણુ છે પ્રભુનો નૃપ તેજ વળી. ૨

બહુ ગર્વ ધરી ચતુરા ફરતા,
પણુ નિર્ધન તે નૃપને નમતા;
દીધી શ્રેષ્ટ પદવી નૃપને વિધિએ,
અણુ ઇશ્વરનોજ ખરે ! નૃપ છે. ૩

મનસાફ ખરો વિધિને તહીં છે,
ચુક જો તું કરે ભુલ ના તહીં છે;
વિણુ પુન ન દેત કઇ વિધિનો તો,
અણુ છેજ ખરે ! નૃપ ઇશ્વરનો. ૪

---

## સ્વાર્થની દુનિયા.

( ગરબી. )

દુનિયા છે સહુ સ્વાર્થની તુ કેમ ભુલતો,
સ્નેહીજનો જે અંતના સગા ગણાય જો;
તે સર્વે વળી સ્વાર્થની પ્રીતિ જોડશે,
અચિંચત ના કોઇ લેશે દુ:ખમાં ભાગ જો. દુનિયાં.

ધનવાન જો કદિ કિરતારે તુજને કર્યો,
સ્નેહી મિત્રો મળતાં નહિ લાગે વાર જો;
પણ લક્ષ્મીને માન દેનાર મિત્રો એજ છે,
સાથી નહિ ખરા તે છે, રખે, તું એ ભુલતો. દુનિયા.

નિર્ધનતામાં થાયે કસોટી આ મિત્રની,
ઓળખ પિછાન તે ભુલી સર્વે જાય જો;
સાંભરે નહિ ઉપકારો જે તેં બહુ કર્યાં,
આવતાં તુજ ગૃહે વળી તે લજવાય જો. દુનિયા.

છે આવી રીત દુનિયામાં ભાઇ ! જાણજે,
ભલે, ભલાઇ કરવાં કદિ તું નહિ ચુકતો;
'ગરજ સરતાં તો ગુણ જાણે' કોઇ વીરલા,
આશા વ્યર્થ ઉરમાં ધરવી એ ભુલ જો. દુનિયા.

---

# સ્વાર્થ.

( ભુજંગ પ્રયાત. )

સુણો વાત બંધુ અરે! એક મારા,
દિસે કૈં જનો વિશ્વમાં સ્વાર્થી મોટા;
વિચારે બુરૂં અન્યનું સ્વાર્થ કાજે,
જુવે છે બધું તે ખરે! સ્વાર્થ માંહે. ૧

કહું સ્વાર્થીના લક્ષણો જે રહ્યાં છે,
વિચારીજ જ્ઞાનિ જનોએ કથ્યાં છે;
ઘણા ધ્યાનથી, રે! તમે તે નિહાળો,
બિના સ્વાર્થની કૈં પ્રકારેજ ટાળો. ૨

રહી સ્વાર્થની છે વિવિધા રીતિઓ,
અરે! શ્રેષ્ઠ મધ્યં કનિષ્ટાજ જાણો;
જુવે સ્વાર્થમાં જે બુરૂં ના બીજાનું,
ગણ્યું લક્ષ ઉંચુંજ તે સ્વાર્થીઓનું. ૩

કદિ સ્વાર્થ જો તેમનો ના સધાયે,
છતે તે બુરૂં અન્યનું ના વિચારે;
કળે સ્વાર્થ તે પોતિકો રેજ કાઢે,
ગણી શ્રેષ્ટ તો પંક્તિ સ્વાર્થીની એ છે. ૪

મળે સ્વાર્થી લોકો વળી એજ થોડા,
હૃદે અન્યનું શુભ તે ધારનારા;

ઘણા તો જડે સ્વાર્થી એકિલપેટા,
અરે ! સ્વાર્થ પોતા તણો તેજ જોતા. ૫

ભલું યા બુરૂં ના કશું તેજ જાણે,
જુવે પેટ તે પોતિકું જે રહ્યું છે;
કરે જ્ઞાનની વાત તો લોક માંહે,
મનેથી નહિ વર્તતા તે પ્રમાણે. ૬

ઘણા લોકની છે રહી એજ નિષ્ઠા,
મચીનેજ આનંદ તે લેજ એમાં;
ગણ્યો સ્વાર્થ મધ્ય પ્રકારેજ છે આ,
ચતુરા અહર્નિશ એ રોજ જોતા. ૭

કશું લક્ષણો સ્વાર્થી અંતે રહ્યાં જે,
ગણ્યાં નીચ તેને ખરે ! જ્ઞાનીઓએ;
જનો છેજ એવા વળી દુનિયામાં,
સુખી અન્યને જોઇ તે દુભનારા. ૮

સુખી હોય જો તે ખરા સર્વ રીતે,
છતે અન્યના સુખમાં ફાંસ મારે;
બુરૂં થાય તેનુંજ તેમાં ખુશી તે,
જુઓ છેજ કેવી ઘણી નીચતા એ. ૯

ભલે; લાગણી જો કદિ ખુશી સ્ફુરે,
કિં દાબી દઇ ના શકે સુવિચારે ?

અરે ! જે હૃદેથી જ ગુરૂ વિચારે,
અરી નીચતા તે વળી કેમ છોડે ? ૧૦
રહ્યા છે સઉ આ ગુણો સ્વાર્થીમાં જે,
ગુણી લોક તેને જ વિચારી જોશે;
વળી શાસ્ત્રમાં તો જ એવું કહ્યું જે,
સુખે સ્વાર્થ ત્યાગીજ કર્મો કરોને. ૧૧

---

## અંતકાળે કોઇ બેલી નથી.

( મલ્લિકા )

ચેતીને તું ચાલ જીવ, જોડ ઇશ સાથ પ્રીત;
અંતકાળ આવતાંજ, સ્નેહી મિત્ર ભાગતા જ.
મિત્રતાઇ સૌ કરે છ, સ્વાર્થને બહુ જુવે છ.
દેખી લક્ષ્મી તારી પાસ, સૌ કરે છે હાવભાવ.
વિશ્વમાં નિહાળ ભાઇ, ક્યાંહિ નાજ સાચી પ્રીત;
પત્ની, સુત, સ્નેહી બંધુ, વ્હાલ તેવું સ્વાર્થનુંજ.
ઇશની શું બાજી કેવી. સ્નેહપાશથી ગુંથાઇ;
ખેલ છે મદારીનો જ, સર્વને નચાવતો જ;
ગર્વથી ફુલાઇ જાય, મોહજાળથી વિંટાય;
જેબી માર ખાય જ્યાર, સાન પ્રાપ્ત થાય ત્યાર.
જાણી લે તું વિશ્વનાથ, ભુલી જા સ્વદેહ ભાન;
મૃત્યુદુત આવતાં જ, કોઇ સાથી ના થનાર.

---

× ×

## મહાત્માજીને પુષ્પાંજલી.

# નિર્ધન માણસને સુધારાનું પગલું લેતાં નડતી મુશ્કેલી.

( મનહર. )

રંક કોઇ વિચારો ધરાવે દ્રઢ સુધારાના,
છોડી દે પણ તે તેને, પ્રસંગે જણાય છે;
"ફરી ગયો એજ ખરે!" એમ લોકો વળી કહે,
લાભ છે સુધારામાં તો, કેમ ના કરાય છે?
લખાણો ને ભાષણોથી, આંકાં કુંકે ભારી ભારી,
માની સુધારક મંડે, ટોળામાં ભરાય છે;
ને મનથી સુધારાની, અંતરથી રહી એની.
કરતાં જતિ બીજાને, શું એ લજવાય છે!"
રાતા પીળા થઇ સઉ, કહેવા આમ નીકળે,
મનથી વિચારે નહિ, રંકની શું સ્થિતિ છે?
ત્રલણ સુધારા તણું જો, લે, રંક માનવી તો,
કીર્તિમાં કલંક મુકી, કરે સૌ અપ્રીતિરે;
લજ્જાહિન ગણી કાઢી, ભૂંડો ભોળો કહે વળી,
નાક વિનાનો છે એ તો, ખોઇ એણે કીર્તિ છે;
કે આ દુનિયાની રીતિ, નહિ 'ના!' કોઇ પાડશે,
શ્રીમંત સુધારો કરે તો, *ભળે સૌ પ્રીતિએ.

---

* કબુલ થાય

## ગર્વ નહિ કરવા વિષે.

ગઝલ. ( કવાલી. )

વિધિને હાથ છે બાજી, લખેલું સૌ લલાટે છે.
ગરીબોને સતાવે કાં ? કરે છે ગર્વ તું શાને !
કરેલાં પૂર્વ કર્મોનો, મળે છે ભોગ આ જન્મે,
રચાયું સૌ જ કર્મોથી કરે છે ગર્વ તું શાને !
દયાથી જો ગરીબોને, દમે છે તું અરે ! શાને !
પ્રભુ દ્વારે જવું અંતે, કરે છે ગર્વ તું શાને !
ધનાદિ જે વળી કાંઇ, બન્યો માલિક તું તેનો !
નહિ તે, ભાઇ ! તારાં છે, રખે ! તું એ ભુલી જાયે !
રચી માયા દશે એવી, જનો કાંઇક ભોળા છે,
રહો હુંકાર ના તેનો, કરે છે ગર્વ તું શાને !
કરી લેને ભલાં કામો, હરિને ઓળખી વ્હાલા,
બધો આ ખેલ ખોટો છે, કરે છે ગર્વ તું શાને !

---

×

## ખોટું કર્મ અંતે નડે છે.

( મનહર )

ગર્વ કરે ઘણા જનો, જાણે નથી મરવું જો,
સ્નેહીઓની સાથે લડી, ભાગ લાગ કરે છે,
સ્વાર્થ સાધવાને તેઓ જૂઠું સાચું બહુ કરી,
ઇન્સાફ મેળવવા, કોરટે તો ચઢે છે;
આમ, તે લડાઇ કરે, પણ જાણે ના પ્રભુને,
દેવ દરબારમાં શું ? ખોટું છૂપું રહે છે ?
પુકારી કે' રણછોડ જુઓ ધર્મ પુરાણોમાં,
કર્મ નરસું ખરે, તો અંતે આવી નડે છે.

---

# કરણી તેવી પાર ઉતરણી.

( રાગ તાલ, રૂચી અનુકુળ. )

ગોળો જે પૃથ્વીનો ફરે છ દિન રાત,
નિયમથી તે ચાલે છ નહિ શંકા લગાર;
જે ઋતુ નિયમિત, ને, ફેરફારો થાય,
એ સર્વમાં રહેલ છે પ્રભુ પ્રતાપ;
આગો ધર્તિકંપ ને વિજળીના વેગ,
આવે તે તુર્ત જ્યાં પ્રભુની થઇ કહેણ;
યોજે ઉપાય ઘણા હરરોજ નવીન,
છતે રહ્યું છે બળ, કુદરતનું અધિક;
ઝહાડો વળી જે રાક્ષસી જણાય,
તે પણ પડે તુટી અચુક એક વાર;
ચલણ નથી એમાં મનુષ્યનું કાંઇ,
રાખી લગામ :શ્રીએ બાજી આ કીધ.
જે આ સઘળું જયમ નિયમથીજ થાય,
ત્યમ રચાયો નિયમ કર્મનો લેખાય;
કરશે કરણી જેવી દુનિયામાં જન,
પામશે ફળ તેવું ખચ્ચિત એ સિદ્ધાંત;
ભૂલો ઘણી કરે માનવ જાત,
પણ કર્મ દેવ ના ચુકે પોતિકું કાજ

સુખ દુઃખની છાંયડી લખાઈ ભાગ્યમાં જે,
જરૂર મળશે જીવને સમય આવતાં વાર;
કરે કર્મ જીવ અગણિત દિન આખા એકમાં,
લેખું રાખે તેનું દેવ રહ્યો અંતરમાં;
વળી ધર્મમાં ભેદ કૈંક જાતિમાં જણાય,
છતે નિયમ કર્મનો મહાન્ સઘળે મનાય;
લીલા અગાધ પ્રભુની સર્વત્ર જણાય,
નિયમ જડ ચેતનમાં પ્રત્યક્ષ જોવાય.

---

## નંદનવનને આંગણે.

એ જેમ્સ એલનનાં By Ways of Blessedness ( કલ્યાણ માર્ગ ) નાં પુસ્તકનું સુંદર ભાષાંતર છે. ભાષા એટલી બધી રસીક અને લાલિત્યમય છે કે એકના એક વાક્યને ફરી ફરીને વાંચતા પણ તૃપ્તિ થતી નથી. જ્યારે જ્યારે આપણે તેને વાંચીએ છીએ ત્યારે ત્યારે આ સાધુપુરૂષ પોતાના વિચારોની પ્રતિમારૂપે દેવના ફીરસ્તારૂપે ખડો થાય છે. કીં. રૂ. એક, ગ્રન્થમાળાના ગ્રાહક માટે માત્ર દશ આના.

## મરણ પ્રસંગે જ્ઞાતિવરા નહિ કરવા વિષે.

( મનહર. )

કેળવણીનો પ્રચાર, દીસે વધુ આ કાળમાં,
દુષ્ટ રિવાજો જ્ઞાતિના, છોડતા જણાય છે;
કિંતુ રૂઢી કૈં છે એવી, ચાલુ જે બહુ કાળથી,
ખોટી, જ્ઞાતિજનો જાણે, છતાં ના ત્યજાય તે,
ધર્મ રૂઢી સાથે ભેળી, ધર્મને કૈં આડે લાવે,
ધર્મના ધતીંગથી તો, ભોળા લલચાય છે;
તત્વ રહ્યું શું રીતિમાં, નહિ જાણે કાંઈ તેઓ,
સારાસાર દેખ્યાવિણ, રૂઢીમાં તણાય છે.
મૃત્યુ બાદ જ્ઞાતિવરા, "નહિ કરો, નહિ કરો"
સૌ એમ પુકારે પણ, કોણ તે સાંભળે છે ?
વૃદ્ધ સ્નેહી સ્વર્ગે જાતાં, સ્નેહી બંધુ દુઃખી થાતા,
માયાપાશ છૂટતાંજ. અશ્રુધારા વહે છે;
દિલગિરી ઘણી થાયે, છતાં બોલે કંઇ જનો,
વૃદ્ધનો ઉત્સવ થાયે, કેમ તું એ ભુલે છે ?
જ્ઞાતિભોજન તો ઘણાં, મૃત્યુ પાછળ થયાં છે,
માટે એનો ઉત્સવ, તું, ક્યમ ના ઉજવે છે ?
કર્ણમાંહ ફુંકો મારી, ખર્ચમાં ઉતારે તેને,
ભોળો લલચાઇ તેથી, જ્ઞાતિ વરો કરે છે;
દુઃખી ઘણો અંતરમાં, વિચાર વમળમાં તે,

દ્રવ્ય હોય નહિ છતે, કરજ તો કરે છે.
આપતાં રૂઢીને માન, ખુવાર કૈં બન્યા અરે!
ફરતા હાલ ચિથરે, અરે! બહુ દીસે છે.
ચેત હજી વ્હાલા બંધુ! દુષ્ટ રિવાજોને ત્યજ,
ખર્ચ ખોટા બંધ કરી, સુપંથે વિચરને.

---

## "સ્વીટ્ઝરલેન્ડ સ્વતંત્રતા માટે અભિપ્રાય."

કર્મભુમિઃ—(મુંબાઇ) જે સમયે આપણો દેશ સ્વતંત્રતાના યજ્ઞમાં કુરબાની કરવા તત્પર થઇ રહ્યો છે તેવે સમયે બીજા દેશોએ, બીજી પ્રજાઓએ કેવી રીતે પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરી વગેરે જાણવાથી આપણા જીવનમાં અનેરો ઉત્સાહ-વિરલ ચેતન આવે એ દેખીતું છે. આની જાતનાં સાહિત્યમાં એકનો વધારો કરતું આ પુસ્તક આવકારદાયક ગણાવું જ જોઇએ. પુસ્તકની બંધણી છપાઇ અને કાગળ સુંદર અને આકર્ષક છે અને લેખકની ભાષામાં પણ વિષયને અનુસરતું જોમ છે આવા વાર્તાનાં પુસ્તકો હંમેશાં અભિનંદનિયજ છે.

સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા કીં. રૂ. ૧—૪—૦
ગ્રન્થમાળાના ગ્રાહકને ,, ,, ૦—૧૫—૦

## સંસારિક સ્થિતિ વિષે,

### બે સહીયરો વચ્ચે થતો સંવાદ.

( ઇંદ્રવજ્રા વૃત્ત. )

ગુણસુંદરીઃ—

એની દુઃખી હું અતિ છોરૂ સાથે,
પીડાઉં ઝુરી વળી દિન રાત્રે;
જંપી ન બેસું જરી આમ કાંઇ,
સુખી ખરે ! તું ભવકૂપ માંહિ.

રૂપસુંદરીઃ—

જો ! રે ! સખી તું કયમ આમ બોલે,
સુખી ગણાયે સ્ત્રીજ બાળ સાથે;
જે માનથી સૌ તુજને જુવે છે,
તે છે નહિ માન હું વાંઝણીને.
થાયે બળાપો અતિ ચિત્તમાંહે,
વિચારૂં વંઝયાપણું કેમ જાયે;
મંત્રો જંત્રોથી હું આશ રાખું,
સંતાન કિંતુ નહિ પ્રાપ્ત થાતું.
દાઝું હું દુઃખે નહિ પાર તેનો,
દીધાં પ્રભુએ નહિ સુખ ભોગો;
સાહેલીઓમાં મુજ મોં છુપાવું,
મ્હેણાંજ ગર્વીષ્ટ ઘણાં સુણું હું.

ગુણસુંદરી:–

જે તું કહે તે ખરી વાત છે તો,
રીબાય તું બિન અનુભવી તો;
જ્ઞાની લહે ના દુઃખ એજ શું છે,
છે કાર્ય એ તો જહિં વિધિનું છે.
છુપાય શાની ભુલ શું જ તારી!
સાહેલીઓમાં કર વાત જ્ઞાની;
નજો હણે સો દુઃખ જે રહ્યાં છે,
નજાથી સર્વે દુઃખ તો ટળ્યાં છે.
બેની! તું જો દુઃખ મનેજ એ છે,
જે સંતતિ આ પજવી દમે છે;
ના જાઉં ક્યાંહિં જ સુમંડળોમાં,
રે! જેલ છે તો મુજવાસ છે જ્યાં.
સુખી ગણું જો ધન હોય પાસે,
ચિંતા ટળી જાય બધીજ વાતે;
કિંતુ નથી દ્રવ્ય જ જેની પાસે,
તે છે દુઃખી એમ સઉ વદે છે.

રૂપસુંદરી:–

હાં, રે! સખી તું ખરૂં તો કથે છે,
પૈસા વિના જીવન આ દુઃખી છે;
પૈસો છતે, દુઃખીજ વાંઝણી હું,
લાગે મને દુઃખ રહ્યું જ મોટું.

ઉભય-નિર્ણય:

(દોહરો.)

નારી શ્રીમંત તે સુખી, જેને છે સંતાન,
દુઃખ નાનાં સંસારમાં, જાયે ટળી તમામ.

---

# મૂર્તિપૂજાવાદ,

( નારાચ વૃત્ત )

મતાંતરો ; પડ્યા અરે ! સુધર્મના જ વિશ્વમાં,
પૂજા જ મૂર્તિની વિષે થયો હકાર લોકમાં;
પ્રમાણ વેદનું દીયે કરે વિવાદ પંડિતો;
પરંતુ ઐક્ય કો નહિ, રહ્યાજ ભેદ ધર્મનો. ૧

નવીન કાંઇ છે નહિ થતું જ આમ કાળથી,
દીસે જ ખંડ મંડ, રે ! જુઓ સ્થિતિ જ ધર્મની;
જણાય પક્ષ વિદ્યમાન ફીલસૂફી હાંકતો,
છતે વિવાદથી જ તે, મતો જુદા જ આપતો. ૨

જનો અજાણ જે રહ્યા જુવે ન સત્ય ક્યાં રહ્યું,
સઉ જ પોતપોતિકા વિચારમાં જ મ્હાલતું;
"ફળેછ દેવ મટ્ટીનો પુજેછ કોઇ ભાવથી,"
ગીતાનું સૂત્ર આ કહી નમે ઘણા પુજા કરી. ૩

સુધર્મની સમાજ કૈં ખરે ! દીસેછ દેશમાં,
ઝુંડો ઉઠાવી વેદનો પ્રભુની હસ્તિ માનતા;
પુકાર તે બધે કરે નથી કંઈ જ મૂર્તિમાં,
છતે પ્રભુ રહેલ વ્યાપી સર્વમાં જ માનતા. ૪

મનાય સર્વ વ્યાપી જો પ્રભુ સઉ સમાજથી,
નથી જ તે શું મૂર્તિમાં ? વિચારથી જુઓ જરી;
ફળેછ ભાવના જરૂર મૂર્તિની પુજા કર્યે,
શું કાજ માથું ફોડતા ? શું બ્રહ્મજ્ઞાની સૌ દીસે ? ૫

---

# સ્ત્રી વિનાનું ઘર જંગલ સમાન.

( ભજનની ધુન. )

નારી વિના ગૃહ દીસે જંગલ સમાન,
સઉ સુનું રે લાગે, જંગલ વેરાન— નારી વિના.
જંગલ વેરાન છે, જંગલ વેરાન;
પુછે નહિ ભાવ કોઈ કહીં ખાનપાન?— નારી વિના.
દુઃખ નાનાં થાયે એકિલી જીંદગીને;
ના છેરે તેનો કંઇ પાર, રે! ના છે તેનો નહીં પાર— નારી વિના.
શ્રીમંત જનો અરે! હોય વળી જેઓ;
દુઃખનો નથી તેને ખ્યાલ, રે! ના છે તેને
કંઇ ખ્યાલ— નારી વિના.
હાવભાવ કરે સઉ શ્રીમંત નરને;
કો ના દે ગરીબને માન, રે! ના, દે ગરીબને માન– નારી વિનાં.
સૃષ્ટિ રચનારે સૃષ્ટિ રચતી વેળા;
કીધ નારી નરની સાથ, સરે, તે વિણુ ના
કૈં કામ શું અક્કલવંત કામ— નારી વિના.

---

## સીતા વનવાસ.

# ગામનો છેડો ઘર
યાને
# જન્મ ભૂમીપર પ્રીતિ.

( ગઝલ )

લવારો કૈંક બંધુઓ, કરે કે દેશમાં શું છે?
ભલેને આમ બોલે જો, પડ્યું પાનું સ્વદેશે છે.
ભલે ધંધો બીજે દેશે, ચલંતો ધમ્મધોકારે;
રહી કીર્તિ સ્વદેશે જે, મળે ના તે બીજે દેશે.
'ગૃહે' છે ગ્રામ્યનો છેડો, સઉ આરામ ત્યાં લેતાં;
સુખે દુઃખે જઈ બેસે, ધરી પ્રીતિ તે ભૂમિમાં.
વળી વિવાહ લગ્નો કૈ, કરે એ પ્યારી ભૂમિમાં;
તહીં ખર્ચે ટકો ઝાઝો, સઉને દેશ છે પ્યારો.
દિનો કૈં નાની ઉમ્મરમાં, પસાર્યો જન્મ ભૂમિમા.
ભુલાયે ના કદિ તે તો, સઉ અંતે તહીં જાતા.
નહિ આનંદ ને ઉત્સવ; મળે કૈં અન્ય દેશોમાં;
ખરો લ્હાવો સ્વદેશે તો, જનો પ્રેમી વિચારે જો.

---

## ઉગતા સૂર્યને સૌ નમે.

( મનહર )

લોક કૈંક વિશ્વતણા, પ્રભાતે સૂર્યને નમે;
પ્રાતઃસંધ્યા કર્યા કેડે, સેવામાં રોકાય છે;
દેવ મોટો એ રહ્યો છે, જેથી વિશ્વ સૌ પ્રકાશે,
ઉદ્યમી તો થાય ઘણા, ગુણો એના ગાય છે.
જે જે અપરાધો વળી, થયા હોય કૈં ભૂલમાં,
'ક્ષમા કરો' એમ વદી, અર્ધ્ય દેતા જાય છે;
કિંતુ દિન ચઢે જ્યાં તો વિસ્મરે તે એ દેવને,
કોઈ નહિ નમસ્કાર, કરતાં જણાય છે,
રીતિ એ જ દુનિયાની, છે તું રખે ભુલતો જો,
ચઢતી જોઇને સઉ મિત્ર થાવા આવે છે;
મધપૂડો હોય જ્યા જ્યાં, માખી બમણાટ કરે,
તેમ ખુશામત કરી, સઉ ત્યાંતો જાય છે;
નથી માન મનુષ્યને, કિંતુ માન લક્ષ્મીને છે,
નિર્ધન જે હોય તેની વ્હારે કો ના ધાય છે;
કથે રણછોડ ખરે! કે'તી કાંઇ ખોટી નથી,
ઉગતા સૂર્યને સઉ, નમતા તો જાય છે.

---

# મન બુદ્ધિ આત્મા ત્રિપુટીનો ભેદ.

(લલિત)

જીવલડા તું જો, દેહ મંદીરે,
ખુબી રચી બહુ, શ્રી પ્રભુજીએ;
અજબ યંત્ર કૈં, કીધ આનબે,
(પણ) નિરખી તે રહ્યાં, દેહ યંત્રને. ૧

ચલણ ના ખરે, પ્રાણીનું જરી,
કૃત્રિમ એ ક્રિયા, નાથની વહી;
મનસ બુદ્ધિને, આત્મા વળી,
ત્રિપુટી તે થઇ, દેહમાં વસી. ૨

મનસ મંત્રી છે, જીવનો સદા,
ઉપરી એ રહ્યા, ઇંદ્રિયોજમાં;
પણ ચલિત એ, ભૂત ભાઈ છે,
કહિ કહિ અરે! ખોટી શીખ દે. ૩

બળ અધિક છે, બુદ્ધિનું ખરે,
મનસ્ મંત્રિતો તેથી; રે! ડરે;
નહિ અરે! કથે; જુઠું જીવને,
હરઘડીજ દે, શીખ સાચી જે. ૪

કરતું કાર્ય સૌ, બુદ્ધિના બળે,
ઝટ નિકાલ તે, બુદ્ધિથી કરે;

પણ કદિ કથે, જુદું બુદ્ધિ આ,
બળ રહ્યું જુઓ! આત્માનું ત્યાં. ૫
અજબ શક્તિ શું! આત્માની છે.
ઋષિ મુની સહુ, જ્યોતિમાં રમે;
જીવ કરે કંઇ ખોટું કર્મ જો,
પલકમાં ખરે, તે જણાવતો. ૬
ખરી સલાહ તો, એની છે રહી,
કરત પ્રેરણા, અંતરે વસી,
પ્રભુ વસે છે ત્યાં, શું લીલા બની,
સહુનું લેખું તે, રાખતો વળી. ૭

× ×

# મથુરાં નગરી અને શ્રી યમુનાજીની આરતિની શોભા.

(તોટક.)

મથુરાંનગરી સ્થળ ધાર્મિક જે;
યમુના તટ ત્યાં રમણીય દીસે;
કંઇ ધાર્મિક લોક ઘણા વિચરે,
યમુનાજીનું તે સઉ પાન કરે. ૧
મહિમા યમુનાજી તણો બહુ છે,
વળી શાસ્ત્ર પુરાણ મહીં કથ્યું છે;
"યમુના તણું પાન કરે પણ છે;
યમરાજ તણો ભય ના કહિ છે." ૨
યમુનાજીની આર્તિ તટેજ બને,
સમીસાજ તણો વળી વર્ણજ છે;
સઉ હર્ષથી તો યમુના નિરખે,
રટતા પ્રભુનામ શ્રી કૃષ્ણનું તે. ૩
બહુ *કૂર્મ વળી નદીમાંહિ દીસે,
સ્થિર જે થઇ આરતિને જ સુણે;
પશુ પંખી સઊ ટહુકાજ કરે,
રમણીય ખરે! ખુબી આર્તિની છે. ૪

---

* કૂર્મ=કાચબા.

( કુંડળિયા )

ઘણા ઘાટ મથુરાજીમાં, ઘાટ ઉત્તમ વિશ્રામ,
સ્નાન કરી ત્યાં બહુ જનો, લે વિશ્રામ એ સ્થાન,
લે વિશ્રામ એ સ્થાન, કરે દર્શન યમુનાના;
તહિં મૂર્તિ છે સમીપ, નિરખી તે ભોગ ધરતા.
આનંદ છે અપાર, શુદ્ધ મન સૌના બનતા;
મહિમા મોટો શું કથું ! રૂડા છે જ્યાં ઘાટ ઘણા.

---

# હિન્દુ સંસાર.

## આર્ય મહિલાઓની ઉન્નતિ.

( તોટક )

કથું રીત રિવાજજ હિંદુ તણા,
ક્યમ લેતીજ શિક્ષણ સૌ મહીલા.
સઉ ઉન્નતિ ઉન્નતિ રે જ કરે,
પણ સંગીન કેળવણી ન મળે,
અરૂ તો અતિ છે શક કાંઇ નથી,
દીસતો કંઈ ફેર થતો જ વળી
નહિ કેળવણી અસલી સ્રી જ માં.
પણ કેળવણી સઉ લે અધુના.

---

× × ×

( ઉધોર છંદ. )

પરિણામ કેળવણીનું આવ્યું, જુઓ નિગાહ કરી સઉ બંધુ;
કો, લે; ભાગ તો જાહેર, કરે સુકાર્ય લાવી સ્નેહ.
દુઃખો ગરીબનાં ટાળેછ, મ્હેનત દુકાળમાં કરેછ;
દેશ દેશાંતરમાં જાય, રાખી ઉમળકો ઉરે ધાય.
આ છે કેળવણી પ્રતાપ, એમાં ખામી નહિ લગાર;
બોલે કૈં જનો પણ એમ, શ્રી સઉ કરે આ તે કામ.
"શ્રીને માથે છે સંસાર, રહ્યું શ્રીમંતનું એ કામ;
આ છે વાત સઘળી સાચી, ગરીબથી ના થાયે કાંઇ."
પણ જો કેળવણી ખરી હોય, તો તો ફરક મોટો જોય;
મૂળે રિવાજ વ્હેમી જાય, કાઢે બોલતાં નહિ લાજ.
રિવાજ જ્ઞાતિઓમાં કાંઇ, ચાલુ છે હજી તો ભાઈ!
લાજે સ્ત્રીઓ ઘુમટો તાણી, શું છે કેળવણી આ સારી!
કરતી મરનારનો વિલાપ, માગે મધ્યે કેવો ફાર્સ!
કેળવણી જો સંગીન હોય, મૂર્ખતા નહિ આવી જોય.

---

( શિખરિણી. )

દશા સ્ત્રીઓની શું થતી અસલમાં શિક્ષણ વિના,
કથું તે કેમે તો, રહી બુરી, નથી :અંતજ જહાં;
રીબાતી તેઓ તો, 'નિજ મન મહીં દુઃખી જ અરે!
નજીવાં કાર્યોમાં, સઉની મદદે દોડવું પડે!
પતિ જો તેઓનો, ક્વચિત પરગામે મહીં જતો,
અતિ મુશ્કેલી રે! હકિકત કહેવાય કયમ તો;
લખી વાંચી કાંઇ, નહિજ અબળા જાણતી અરે!
કરે કેમે વાતો, પ્રીતિની વળી શું? દુઃખથી ઝુરે!
ઘણાં એ શિવાયે, સહન કરતી દુઃખ વળી તે.
છતે ગ્રંથોનું તો, સુશિક્ષણ, ખરે! કોઇ નહિ દે;
'છુટી' ના, રે કાંઇ, મળતી ફરવાની પણ અરે!
ન જાણે વ્હેવારો, સઉ જગતના કેમ જ ચલે.
પીવું ખાવું ને તો, ગૃહ તણું સઊ કાર્ય કરવું,
વળી છૂટયાં કેડે, કુથલીજ મહીં ખુશીથી જવું;
નથી ચિંતા થાતી, કુથલી કરવેથી કંઇ અરે!
છતે અજ્ઞાની તે, દુઃખ મનનું શી રીતથી કહે!

---

( અનુષ્ટુપ )

સર્વ કોઇ અરે ! જાણે, અજ્ઞાનિ ખરે, દુઃખી;
છતે કેળવણીથી સ્રી, 'બગડે ?' કૈં કથે વળી.
ભૂલ છે રહી આ મોટી, જો કોઇ એમ બોલતા;
સંગીન કેળવણીથી તો, લાભ ઝાઝા થતા ખરા.
ગૃહલક્ષ્મી સઉ સ્રીઓ, ખરે ગણાતી વિશ્વમાં;
કુદ્રતે દીધું છે તેને, ગૃહકાર્ય આટોપવા.
સઉ કૈં કાર્ય સ્રીઓએ, લેવું ઉપાડી જોઇએ.
કેળવણીબળે તેઓ, અર્ધાંગના ખરી બને.
પતિના સુખ દુઃખોમાં, લે ભાગ વળી હોંસથી;
દિવ્ય પ્રેમ ખરો શું છે, વળી તેજ પિછાનતી.

---

( ઉધોર )

ચરિત સંસારનું ઉપજાવું, ખામી કેટલી વળી જોઉં;
છે ' શરમાળપણું ' જે ગુણ, સ્ત્રીમાં ગર્ભિત એ ખુંટ.
વખાણ પાત્ર એજ ગણાય, વડીલ માન ખાતર જણાય;
દેવું વડીલને સન્માન, કહે સઊ શાસ્ત્ર પુરાણ.
પણ વિકાસ ગુણનો થાય, તો ના ઉન્નતિ અધિક થાય;
અહુ શર્મીંદપણાનો ગુણ, ના છે ઉન્નતિનું એ મૂળ,
વિકાસ કેળવણીનો થાય, તહિં એ ગુણ ગર્ભિત જાય;
બને હૃદય પ્રફુલ્લિત તેથી, ને સૌ ગણે સ્ત્રીને ભણેલી.
સુધારાનું છે ભુમરાણ, કિંતુ સુધારો ક્યાં થાત ?
સમગ્ર આવે જન છુપાય, કાઢી બ્હાનું છુટા થાય;
કોઇ નિર્ધન જે નર હોય, ને વિચાર ધરાવે તોય;
સુધારો ના તે કરંત, કેમકે તે નથી બળવંત.
સ્થિતિ ગરીબની નથીજ, કરે સુધારો ક્યાંથીજ;
રીતિ કાઢે એ નવીન, તો સૌ કરેછ ફિટ ફિટ.
દુઃખ તો તેને ઘણું થાય, મળે વિરામ નહિ લગાર;
સ્નેહી બંધુ વળી દે ધિક્કાર, કહે જે પકડ જુની રીત.
માટે ગરીબનો નહિ વાંક, કારણ આ સઊ તો જાણ;
કિંતુ શ્રીમંતને શો બાધ, કે કંઇ સુધારો નહિ થાત.
કારણ વિણ ના કાર્ય થાય, એ છે સૃષ્ટિ નિયમપ્રમાણ;
તો શું એવું કારણ બીજું, જે પ્રસંગે આવી નડીયું.

ભાષ્ય જાહેરમાં કરેછ' "સુલભ નવીન રૂઢી છેજ;"
તો તે નહિ બદલતા કેમ ? કરતા પ્રશ્ન કૈં તો એમ.

મનનું દુઃખ કોને કથાય, ગૃહમાં કલેશનો છે વાસ;
અંતના સ્નેહી જક્કી થાય, કહે કે સુધારો નહિ થાય.

મૃત્યુ પ્રસંગ જ્યારે હોય, દિલગીર થાય સ્નેહી લોક;
કંઇ જ્ઞાતિમાં છે રિવાજ, વરો કરવાનો તે વાર.

દીસે સુધરેલ જનો ક્યાંય, કહેતા 'ત્યાગો એ રિવાજ;'
કિંતુ સ્ત્રીહઠ છે રહી મોટી, ક્યાં છે કેળવણી સંગીન ?

આથી પડતી મુકે વાત, ઘેર ઘાલે કો કંકાસ;
આપે કારણ કંઈ ખાસ, ભલે લોક કરે બકવાદ.

ખામી રહી આ કેળવણીની, સંગીન નથી જ તે અપાતી;
કૈં પર પડતી સંગીન છાપ, પ્રગટે શૌર્ય આપોઆપ.

જાહેર વાણી તે કરંત, થાતું હૃદય ઘણું વિકસંત;
આપે ઝાઝો જાતિ ભોગ, કરતી કાર્ય લોક ઉપયોગ.

વળી કો એમ કરતા પ્રશ્ન. દેવું શિક્ષણ કેટલાં વર્ષ,
કન્યાના લગનની ધાડ, શિક્ષણ દીધે, છે શું સાર ?

એનાં છે નિયમ તો બંધુ, શાસ્ત્રકારે ખરૂં વિચાર્યું;
જો સઉ લે તેનું પ્રમાણ, તો થાય મનનું સમાધાન.

---

( શાર્દૂલ વિક્રીડિત )

કન્યાના રૂપમાં સ્ત્રીઓ બચપણે, છે હોય જ્યારે વળી;
પિતાના કબજા મહિંજ પણ તે, ત્યારે ગણાયે ખરી;
યુવાની સ્થિતિમાં મુકાય જહિં કે, જાયે પતિસાથમાં,
મોટી થતાજ પુત્ર સાથ રહીને, કાર્યો કરે :માતના.
કન્યાના રૂપમાં ગણાય વળી ને, વર્ષો સુધી ગોળ તો,
ત્યાં સુધી કંઇ જ્ઞાન શિક્ષણુ ખરે, "આપો" કહેલુંજ જો;
તે પર્યંત સર્ણેનું લગ્ન કરવું, એમાં રહો શ્રેષ્ટતા,
વિચારે નહિ કૈં જનો પણુ અરે! નહિંજ એ માનતા.
આડે ધર્મ જ લાવીને વળી કહે, કન્યાજ મોટી થઇ,
" તેનું લગ્નજ તુર્ત થાય નહિ જો, ભારી પીડા તો થતી;
માથે દુઃખ રજસ્વલાનું રહ્યું છે, લગ્નોજ થાયે ભલાં,
જાણી જોઇ ડુબે અધર્મ મહિં તો, લાગેજ દોષો ઘણા."

---

વિચાર આમ તેના થાય, પણ રીતિ હોતી પૂવ માંહ્ય;
આતાં સતી સ્ત્રીઓનાજ, લગ્નો સોળ વર્ષ થતાંજ.
તેને બાધ શો આ નાહિ? લેતા શીદ ઉંધું ભાઈ!
એ તો રૂઢી છે તું જાણુ, થતી કાળે તે બળવાન.
ખુણેથી શ્લોકનો આધાર, કો વળી રજુ કરે તત્કાળ;
કહે 'શું ખોટું' છે પ્રમાણુ,! નથી જાહેર જે અજાણુ.

अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी,
दशवर्षा भवेत् कन्या तदूर्ध्वं च रजस्वला.

આવી રીતે કરતા વાદ, સુધર્મથી રહી અજાણુ;
ધર્મ અને રૂઢી કાંઇક, સેળભેળ તેની થઈછે.
માટે જ્ઞાની જનો ભાઇ, તારણુ કાઢો હવે કાંઇ;
વર્ષ સોળ થતાં તો સુધી, શિક્ષણુ આપો થઇ ખંતી.
પછીજ લગ્નનો વિચાર, કરવો યોગ્ય સ્થળે વિવાહે;
ખરે! બનશે સ્ત્રી ગુણીયેલ, નથી એમાં કાંઇ સંદેહ.
સમગ્ર વિવાહનો જહીં થાય, રીતિ અમલમાં એક મુકાય;
જન્માક્ષર જોવાની તેજ, થાય લગ્ન આવતાં મેળ.
રાશિ ગુણુ ના થાયે એક, થશે વિવાહ તો નહિ તેજ;
મૂળ ટપકાનો આધાર, લેવાય કેંક જ્ઞાતિમાંજ.
" રૂઢીએ વ્હેમનું લીધું રૂપ, " કહે છે ભણેલા જરૂર;

"ટપકા સાચા નહિ સધાય, ખોટી છે મનની અભિલાષ."
ધાર ! જન્માક્ષર સાચાજ, ફાયદો તેથી શું, રે ! થાય;
જે થયું છઠ્ઠીએ નિર્માણ, ફરશે કદિ નહિ કો કાળ.
વ્હેમી વિચારથી શું લાભ, બંધુ ! કેમ ગુમાવો લાગ;
લાયક જોડું જો જણાય, કરો વિવાહ તહિં તત્કાળ.
છે આ ખોટો વિશ્વ ખેલ, માયા બળેજ તે રચેલ;
થોભશે પળ નહિ યમદૂત, મોતની ઘડી આવી જ્યાં કર.
સૌ ઉમેદ રહે મનમાંહ્ય, ચીજો રહેજ જ્યાંની ત્યાંય;
કંઇ દ્રષ્ટાંત એવાં ભાળ, છે શું હઠ લીધે કંઇ સાર !

---

## હિંદુસ્થાન પત્ર જણાવે છે કે ?

સ્વતંત્રતા માટે લડતા હીંદને આ અવસરે સ્વતંત્રતાની ભાવનાને પોષે એવાં સાહિત્યની જરૂર છે. સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતાનું પુસ્તક આવી ભાવનાથી ભરપૂર છે. વીષયચર્ચા, વસ્તુ સંકલના અને રસ સામગ્રી સુંદર રીતે ગોઠવ્યાથી વાંચનારને પુસ્તક વાંચતાં જરાએ કંટાળો આવતો નથી. કેટલાક પ્રસંગો વાંચતાં તો દીલમાં વીર રસ ઉછળી રહે છે ખાસ કરીને શપથ સ્વીકાર અને સ્વદેશ પ્રેમીઓનું સંમેલન આ બે પ્રકરણો ઘણાં જ સુંદર લખાયાં છે. વીલીયમ ટેલ સ્વીસ પ્રજાને મન સ્વતંત્રતાનો પીતા થઇ પડયો છે. અને તેની પુજા આજે પણ તેઓ કરે છે. એ વીરપુજાનો ધર્મ દરેક પ્રજાને અનુકરણીય છે.

વર્ધમાન એન્ડ સન્સ,—પાયધુની ટ્રામ જંકશન,—મુંબાઇ નં. ૩

ललित.

લગન જો કરે, રાશી જોઇને,
(પણ) મરણ જો થવે, દોષ જોષિને;
પતિનું સુખ જો, ના ગળે સ્રીને,
(કહે) નથીજ જાણુતો, જોશ જોષિ રે.
સઉ પ્રહાર તો, જોષિને કરે,
પણ ગરીબ તે, જોષિ શું કરે;
નથી જ દોષ તો, જોષિરાજનો!
પડીછ રેખ જે, કોણ ભૂસતો!
કહિ ખરૂં કહે, જોશ જોઇને,
"બુરી દશા જ છે, 'કેતુ' તો નડે."
નહિ જ માનશે, એમ જો કથે,
લિખિત વિધિનું, કોણ ન્હેરશે!
પગલું એજ તો, વ્હેમનું ગણો,
સુચવતુંજ એ, દુઃખ માર્ગ તો;
પણ શરીરનું, દુઃખ હોય તો,
પુછીજ જોષિને, શાંતિ, રે! કરો.
અરે! ખરી જ છે, જોષિ વિદ્યિયા,
પણ જડે વળી, કોક જાણુતા;
કઇંક હાલમાં, અલ્પ તો શીખે,
બની જ જોષિ તો, પેટ રે, ભરે.

લગન વખ્તની, રીતિ કેવી છે,
નજર તે પ્રતિ, ફેંકીએ હવે;
અસલી રીતથી, ગોર જે કહે,
સઉ જ તે કરે, શું વદે અરે. !
કુળ જ ગોર છે, કર્મ કાંડનો,
બધી ખરે ! ક્રિયા, તે કરાવતો;
અશુભ શુભમાં, છે રહ્યો જ તે,
પ્રસન ના છતે, ના કઢાય તે.
રૂઢી કંઇ જુની, એવી તો બની,
પરણુનારને, પીડિતં થઇ;
બહુ ભણેલ તે, હોય જો ભલે,
રીતિ જ જુનીમાં, સુખ તો લહે.
મત ઘણા ઉંચા, કૈંકના રહ્યા,
ભર સભા મહીં, બોધ આપતા;
સમય આવતાં, થાપ દે વળી,
વડીલ વર્ગની, બ્હીક છે ઘણી.
દીસતી ખામીઓ, કૈંક તેમને,
પણ વડીલને, શું જ તે કહે;
શુભ પ્રસંગમાં, શું અરે ! લડે,
સમજીને અરે ! ચૂપ તે રહે.

---

( મંદાક્રાંતા )

રીતિ પુરી, લગનની થતાં, માડી કન્યાની ધારે,
કે બિચારી, પ્રીતિ ત્યજી દઇ, મુજને છોડી જાયે;
પિતા ઝુરે, ઘણું મન મહીં, સાસરે છોડી જાતી,
માયાની જે, ગઠણી હતી તે, આજથી રે જ તુટી.

---

× 

( મનહર. )

માત પિતા શોચ કરે, કન્યા જ્યારે વળાવે તો,
કેંકને તો અશ્રુપાત, હર્ષથી જ થાય છે;
કન્યા વળી ડુસે ઘણી, ભલે તેજ હોય મોટી,
પ્રીત માબાપની છોડી, પરઘેર જાય છે.
" સુખી થાશે પતિ સાથ, તેની આજ્ઞામાં રહેજે,
સગાં સ્નેહી પતિનાં જે, છે તારાં તું જાણજે, "
શીખ આમ દેતાં દેતાં, થાય દિલગીર માતા,
હર્ષથી ઉભાઈ જઈ, વિદાય તે કરે છે.
પ્રથમ નવીન સઉ, લાગે તે તો સાસરામાં,
કિંતુ ક્રમે ક્રમે તે તો, હળીમળી જાય છે;
ધ્યાન દઇ કરે બધું, માન રાખે સાસુજીનું,
પતિની સેવામાં વળી, હાજર તો થાય છે;
જો તે હોય ભણેલી તો, બંદોબસ્ત રહે સર્વ,
પણ ખામી દીસતાં તે, દુઃખમાં ખપાય છે;
વડીલોની સામે બોલે, સાસુજીની સાથે વઢે,
અક્કલ ને હુશિયારી, એથી શું જણાય છે ?
કેંક વળી સાસુજીઓ, અભણતો હોય ઘણી,
શીખ વહુને ના દેતી, દુઃખથી દબાવે છે;
પતિ જો સમજુ હોય, કરે યોગ્ય વર્તન તો,
હળી મળી સાથે થઇ, શાંત તે પમાડે છે.
કિંતુ કેટલી જ્ઞાતમાં, રિવાજતો એવો રહ્યો.

સસરાની હાજરીમાં, પતિના કૈં બોલે છે;
સાસુ વહુનો ઝઘડો, ચાલ્યા કરે આ રીતિએ;
અંતે એક દિ વહુનો, સુખનો જણાય છે.
મૃત્યુ સસરાનું થવે, વહુતો આનંદ પામે,
કે' "જોઉં વારૂ સાસુજી, હવે કહે કહાં જાય છે;"
પડે પ્રસંગ તે ટાણે, સાસુને તો વહુ સાથે,
નાના દુઃખોથીજ વળી, સાસુ, રે! દઝાય છે.
કષ્ટ એવાં છે અરે! જો, મનમાં બળાપો મોટો,
દીકરો જે પ્યારો તેને, નહિ કૈં કે'વાય છે;
દુઃખમાંને દુઃખમાંજ, દિનો સાસુ ગુજારે છે;
કૈંક ગૃહે થતું આમ, નજરે જણાય છે.

---

રુચિશૂ.

ભારતવાસિ ! ઓ પ્રિયબંધુ ! સંસાર હિંદુ આજ રહ્યો,
કેળવણીને અભાવે તોજ, બન્યો છે એતો ભુલ ભર્યો;
'સુધારો' 'સુધારો' એવી, બુમ લોક તો પાડે છે,
સુધારાના હિમાયતીઓ, ભાષણુ મોટાં આપે છે.
કિંતુ ઠરાવો જે જે થતા, અમલ તેનો નહિ થતો,
કારણુ તેમાં કહ્યા પ્રમાણે, જુલ્મ વડીલનો છે મોટો;
સંગીન છાપ જો કેળવણીની, હોય પડી જો પૂર્ણ પણે.
વિચાર છુટથી સઉ દર્શાવી, કનિષ્ટ રીતિ ને ત્યાગે.

---

× × ×

---

(હરિગીત)

દશા શું ભારતની થઇ અજ્ઞાન સ્ત્રીઓના થકી,
પણ આજ કૈં બહાર નીકળા કેળવણી લેતી તો ખરી;
કુમળાં હૃદય પર અંકુરો ફુટવાજ માંડયા છે હવે,
એ અંકુરો વૃક્ષો થશે તહિં ઉન્નતિ મહિલાની થશે.

( સોરઠા )

હતી તે સાધ્વી નાર, જમનાબાઈ જ્ઞાની બહુ
લીધી ખંત અપાર, ઉન્નતિ કાજ સ્ત્રીઓ તણી.

---

# ચાંદની

## સર્વાંગ સુંદર વાર્તા માસિક.

**વાર્તાઓ**—ગુજરાતનાં સમર્થ લેખકોની ઉત્તમ, નિર્દોષ અને રસમય વાર્તાઓ આવે છે. તેમાં પણ ત્રણ ચાર સંપૂર્ણ વાર્તાઓ અને હાસ્ય રસનાં સ્કેચો હોય છે.

**કાવ્યો**—ઉત્તમ કવિઓની કાવ્ય પ્રસાદી પણ નિયમસર આપવામાં આવે છે.

**હાસ્ય**—સંસારની અનેક ઉપાધિઓમાં રંગાયેલા દુઃખીજનોને આનંદ આપે, ઘડીભર દુઃખ ભૂલાવે, તેવા તદ્દન નિર્દોષ હાસ્યરસનાં લેખો, અને ફકરાઓ આવે છે.

## વધારામાં

**ભેટનું પુસ્તક**—ચાંદની માસિકમાં ૧૦૦ થી ૧૨૫ પાનાનું વાંચન રહે છે જ્યારે લવાજમ રૂ. ૪) રાખ્યા છતાં ગ્રાહકોને રૂ. ૩-૮-૦ કીંમતનું લગભગ ૩૦૦ પાનાનું દળદાર પુસ્તક ભેટ આપવામાં આવે છે.

## તમે ગ્રાહક થશો તો

ચાંદનીના સંબંધમા પસ્તાવું નહિ પડે. તમારા ફુરસદના વખતમાં ચાંદની તમારૂં મિત્ર થવા ઇચ્છે છે

**નમુનાની નકલ આજેજ મંગાવો.**

વ્યવસ્થાપક—

**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની ટ્રામ જંકશન, મુંબાઇ નં. [illegible]